# માઝદયસ્ની મોતેબરી

યાને

## જમશીદ–ઝોહાક–ફરીદુનની તવારીખ

પદ્ય, ગદ્ય તથા સંગીતમાં. (નોટેશન સાથે.)




લખનાર—એરચ રૂસ્તમજી ગોળવાલા,

પ્રીન્સીપલ અને માલેક,

**ગોળવાલા ફ્રૉઈ ટયુશન કલાસીસ, મુંબઇ,**

સ્થાપક તથા ઑનરરી સેક્રેટરી, માઝદયસ્ની મંડળ, મુંબઇ.


—:o:—






સને ૧૯૨૧.

આ પુસ્તક મી૦ એરચ રૂસ્તમજી ગોળવાલાએ મુંબઈમાં કોટ
બુંબાખાનાની સામે "ગોળવાલા ફોર્ટ ટયુશન કલાસ"
મધેથી પ્રગટ કર્યું છે

અને

મી૦ અરદેશર ખરશેદજી દેશાઇએ 'નવરંગ પ્રીન્ટીંગ પ્રેસ'માં
૨૩૭, બજારગેટ, કોટ–મુંબઇ મધે છાપ્યું છે.

# કર્તાના શરૂઆતના બોલ.

---

પ્રથમ તે પાક પરવરની પનાહમાં આ પુસ્તક પેશ કરતાં ભારે ખુશાલી ઉપજે છે, તે ખુશાલી એ માટે કે સાહિત્યનાં ક્ષેત્રમાં આ મારી પહેલી નમ્ર કોશેશ છે કે જેની ફત્તેહ ઉપર એવી બીજી ભવિષ્યની કાંઇક કોશેશોનો આધાર રહે છે. અને જે કોશેશને માહરા અનેક ભણેલા મિત્રો અને જાણીતા લેખકો તેમજ કવિઓએ એકકે અવાજે વખાણી છે. આવું એક પુસ્તક બહાર પાડવાનું કંઇ મહાભારત શાહનામું બનાવવા જેવું કામ નથી, પણ તે મહાન શાએરાન શાએર ફીરદોસી, કે જેનું નામ યાદ કરતાંજ આપણામાં આભારનો કાંઇક જુસ્સો તુરત ઉત્પન્ન થાય છે અને આપણી અસલી ઇરાની શહેનશાહતની જાવેદાનની જે યાદગારી આપણી કને હસ્તી ધરાવે છે તેનેજ આભારી છે, તેનાજ આધારે એક જ્ઞાન સાથ ગમત આપનારૂં નાનકડું પુસ્તક બહાર પાડવાનો મારો હેતુ છે.

પારસી કોમની કેટલીક ઉછાછળી બાળાઓએ જયારે જુદીન લગ્નો તરફ પોતાના કદમો લંબાવવાની અફસોસકારક વળણ બતાવી, તે વેળા તેવી વળણ તરફ તિરસ્કાર બતાવવાને માટે અને તેના અટકાવ માટેના ઠરાવો કરવાને માટે જે યાદગાર પારસી અનજુમન સભા અત્રે થોડુંક ઉપર ભેગી મળી હતી, અને જે ઠરાવો થયા હતા તેમાંનો એક ઠરાવ જે આપણી કદમી અનજુમનનાં માનવંત દસ્તુરજી દીનશાહજી ગારડાજીએ રજુ કીધો હતો, અને જેને મારા મિત્રો આપણા જાણીતા વકતાઓ મેશર્સ જહાંગીર જમશેદજી વીમાદલાલ તથા માણેકજી કાવસજી પટેલે ટેકો આપ્યો હતો તે એ હતો કે

"પારસી છોકરીઓના પરકોમવાળાઓ સાથે થતાં લગ્નોનું એક મુખ્ય કારણ દુર કરવા સારૂ પારસી ઘરોમાં તેમજ નિશાળો અને કોલેજોમાં દરેક જરથોસ્તી બાળકને ધર્મ કેળવણી આપવાની તેમજ ઇરાની તથા હિન્દી પારસી ઇતિહાસથી અને મહાન જરથોસ્તીઓની જીંદગીનાં વૃત્તાંતોથી માહિતગાર કરવાની ખાસ જરૂર છે. આ પરિણામ આણવા સારૂં જોઇતાં સાધનો અમલમાં આણવાને આ સભા કોમહિતકારીક ખાતાંઓ તથા સભાસદોને અરજ કરે છે અને સર્વે પારસી જરથોસ્તીઓને—ખાસ કરી નિશાળોના પારસી માલેકો, સત્તાધારીઓ તથા શિક્ષકોને આગ્રહ કરે છે, કે આવાં સર્વે સાધનોને નાણાથી તેમજ અંગત મહેનતથી તથા બીજી દરેક રીતે દિલોજાનથી ખીલવવાં. પારસી છોકરાંઓને મીશનરી નિશાળોમાં મોકલવાની ફરજ ન પડે તે માટે જોઇતાં કોમી કેળવણી ખાતાંઓ સ્થાપવાની જરૂર છે, એવું આ સભા જાહેર કરે છે."

તે ઠરાવને અનુસરીને આ એક નાનું કોમી ઇતિહાસીક પુસ્તક મેં બહાર પાડવાનું બીડું ઝડપ્યું છે, કે જે પુસ્તક તેમાં સમાયલા ભિન્ન ભિન્ન પ્રકારના વિષયોને લીધે શું નાના કે મોટા, અદના કે આલા, દરેકને એકસરખું ઉપયોગી થઈ પડશે, એવી આશા રાખવામાં આવે છે. અને ખાસ કરીને આપણી ઉઘરતી ઓલાદને, આપણી મહાન ઇરાની શહેનશાહત, કે જેના આપણે વારસો છીએ, તેની કંઈક તવારીખ ગધ્ય તેમજ પધ્ય બંને રૂપે શીખવવાને ઘણે નહિ ને થોડે અંશેબી ઉપયોગી થઇ પડશે તો મહેનત સફળ થયલી લેખાશે. શાહ જમશેદ, નાપાક ઝોહાક, તેમજ મહાન ફરેદુનના નામો આપણાંથી અંજાણ નથી અને તેવાં નામોની કંઈક તવારીખ રૂપી વાત બેતોમાં તેમજ સંગીતમાં મઢેલી આ પુસ્તકમાં જણાશે. પાદશાહ જમશેદને માટે તેની રૈયત પ્રથમમાં કેટલું માન અને

ચાહ ધરાવતી હતી, પણ પાછળથી જ્યારે તેણે પોતે ખુદા હોવાનો બેહુંદો દાવો કીધો, ત્યારે તેને પોતાની મગરૂરીનું ફળ કેવું જોયું, અને ઝોહાક જેવા દુષ્ટ અને બુરા સરદારને હાથ પણ તે કેવો મહાત થયો તેનો આબેહુબ ચિતાર શાહ જમશેદના આ પુસ્તકમાં આપેલાં દાસ્તાન ઉપરથી મળી આવે છે. ત્યાર બાદ ઝાલીમ ઝોહાક જમશેદના પરાજય પછી સૃષ્ટિમાં કેવો ત્રાસ વર્તાવી રહ્યો તેનો તુલોતવીલ અહેવાલ પણ બેતોમાં આપ્યો છે. અને છેવટે ફિરેસ્તાઇ ખસ્લતનો ફરેદુન ઇરાનીઓને ઝોહાકી દોરમાંથી કેવી રીતે છોડવે છે અને તેઓને કેવી રીતે એક સંપ અને સુખી બનાવે છે તેની વિગત આપવામાં આવી છે. એ ત્રણ શહેનશાહોનાં ફીરદોશીના આધારે બેતબાજીમાં આપેલા કિસ્સાઓ ઉપરાંત પ્રથમમાં તે પાક પરવરની સ્તુતિની બેતો તેમજ ઉપલા કિસ્સાઓનેજ અનુસરતાં, અને લડાઇ, નમનતાઇ, નેકી, અભિમાન, વગેરે બીજા વિષયો ઉપરનાં ખાસ રચેલાં ગાયણોનો પણ સમાવેશ કીધો છે. વળી તેની છેલ્લામાં છેલ્લી રૂઢી મુજબની રાગ, તાલ, સાથની સરગમ યાને નોટેશન ગાઇડ પણ આપી છે, કે જેથી કોઇપણ આસામી એ ગાયણો સહેલાઇથી ગાઇ શકે.

એ રીતે આ પુસ્તક નાનામાં નાના બાળકથી એક મોટામાં મોટા કિર્તનકારનેબી ઉપયોગી થઇ પડે એવું બનાવવાની દરેક બનતી કોષેશ કીધી છે, જે કેટલી હદે ફત્તેહમંદ ઉતરી છે તેનું તોલ કરવાનું સુજ્ઞ વાંચક વર્ગ ઉપરજ છોડવામાં આવે છે.

આ પુસ્તક એક એવા મરહુમ ગ્રહસ્થને અર્પણ કરવાની રજા મેળવવામાં આવી છે કે જે મરહુમનું નામ જગ આશકારા છે, જેની કિર્તી દેશપરદેશમાં ચોમેર પંઠરાઇ રહી છે, અને જેને ઘણાએક જરથોસ્તી જીગરોને પોતાના આભાર હેઠળ મેળ્યાં છે, અને

સંખ્યાબંધ જરથોસ્તીઓને સહાય થઇ અનેક દિશાઓમાં પોતાની મદદનો દસ્ત લંબાવ્યો છે. તે મરહુમ નર માનવંત શેઠ કાવસજી દીનશાહ સી. આઇ. ઇ. છે, કે જેવણના સપુત અને પોતાના પિતાને પગલે ચાલનારા આપણી કોમના માનવંત અગ્રેસર શેઠ હોરમસજી કાવસજી દીનશાહ એમ. વી. ઓ., ઓ. બી. ઇ., એ એઓની મેશર્સ કાવસજી દીનશાહ એન્ડ બ્રધર્સની પેઢી મારફતે આ પુસ્તકની છપામણીના ખર્ચમાં મદદ થઈ પોતાના મરહુમ પિતાજીને તે અર્પણ કરવાની મહેરબાનીભરી રજા બક્ષી છે તે માટે એ મુરબ્બી અગ્રેસર સાહેબનો અને પેઢીનો જેટલો ઉપકાર માનવામાં આવે એટલો ઓછો છે. મેશર્સ કાવસજી દીનશાહ બ્રધર્સની પેઢી લેખકોને અને સાહિત્યને જે ઉત્તેજન આપવાને દુરસ્ત ધારે છે તે આ પુરાણી પેઢીને અને તેના ચાલકોને ખચ્ચીતજ માનભર્યું છે, અને ઉમેદ રાખવામાં આવે છે કે જે કીમતી મદદ આ પુસ્તક બહાર પાડવામાં કરવામાં આવી છે તેવીજ મદદ ભવિષ્યમાં પણ એ માનવંત મુરબ્બીઓ મારફત મળતી રહેશે. માનવંત શેઠજી હોરમસજી પોતાની પ્રિય કોમ માટે જે દાઝ હૈડે ધરાવે છે અને કંઇપણ શુભ કાર્યને સહાય થવાને સદા તત્પર રહે છે એ બિનાથી હવે કોઈ અંજાણ નથી, અને તે મુજબ આ કામમાં પણ જે જે મદદ એઓ સાહેબે કીધી છે તે માટે એ માનવંતનો ફરી ઘણો ઉપકાર માનવામાં આવે છે. તેમજ વળી આપણી પારસી પંચાયતના માનવંત સેક્રેટરી સાહેબ શમ્સ-ઉલ-ઓલમાં એરવદ ડૉ૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ., પી. એચ. ડી., સી. આઇ. ઇ., કે જેવણે પોતાની બ્હોળી રોકાણો છતાં આ પુસ્તક માટે "બે બોલ" લખ્યા છે તેઓનો ઘણો આભાર માનવામાં આવે છે, તથા ઇંગ્રેજી સાહિત્ય અને તવારીખના સ્કોલર

મી૰ માણેકજી દાવસજી પટેલનો શાહ જમશેદના લેખ માટે તેમજ બીજા જે જે સ્કોલરો અને જાણીતા આસામીઓએ આ પુસ્તકમાં પોતાના અભિપ્રાય દર્શાવવાની મહેરબાની કીધી છે તે માટે તેઓનો તેમજ મી૰ દીનશાહ એદલજી સંજાણાનો ગાયણોની નોટેશન માટે અને મારા મદદનીશ મી૰ રૂસી જ. ભેસાન્યાનો તેઓએ કીધેલી જુદી જુદી મદદ માટે આભાર માનવામાં આવે છે.

આટલો ઉપકાર માન્યા બાદ સર્વેથી મોટો આભાર તે પાક અહુરાનો માનું છું કે જેની ગેબી મદદથી અને મ્હેરથી મારૂં આ પુસ્તક દુન્યાઇ અજવાળું જોવાને શકિતવાન બન્યું છે અને છેવટે એવી દુવા ગુજારૂં છું કે આપણી નાનકડી કોમે પોતાના કદીમ ન્યાથાગાનો તરફથી જે કિર્તીવંત વારસો મેળવ્યો છે તેમાં દિન પ્રતીદિન વધારો થતો રહે, આપણી કોમ હજી પણ વધારે આબાદ અને જગ આશકારા થાય અને પરકોમમાં તેમજ દેશ પરદેશમાં જે નામના મેળવી છે તે સદા જાળવી રાખે, અને તે મહાન કિરતારની મહેર સદા તેની ઉપર ઉતરે! આમીન!

સેવક તમારો,

**એરચ રૂસ્તમજી ગોળવાલા,**

પ્રીનસીપલ અને માલેક,

**ગોળવાલા ફોર્ટ ટયુશન કલાસીસ.**

કોટ, મુંબઈ,
તા૰ ૧ લી નવેમ્બર ૧૯૨૧.

# અર્પણ પત્રિકા.

---

આપબળથી વધેલા એડનના શાહ સોદાગર

અને

સખાવતે મશહુર નર

## મરહુમ શેઠ કાવસજી દીનશાહ

સી. આઈ. ઇ. ને

પારસી કોમ પ્રત્યેની તેમની અનેક મહેરબાનીઓની

એક નમ્ર નિશાંણ તરીકે

આ નાનકડું પુસ્તક

માન સહિત અર્પણ કરૂં છું.

કર્ત્તા.



મરહુમ શેઠ કાવસજી દીનશાહ, સી. આઈ. ઇ.

# બે બોલ.

ફીરદોસીના શાહનામાના દાસ્તાનોમાં જુદી જુદી પંકતીના લોકો જુદા જુદા પ્રકારનો શોખ ધરાવે છે. જેમ ચહડતા વર્ગના વાંચકો અને અભ્યાસીઓ એક પ્રકારનો અભ્યાસી શોખ ધરાવે છે તેમ સામાન્ય વર્ગના વાંચકો સામાન્ય શોખ ધરાવે છે. આવા પાછલા વર્ગના શોખીનો માટે આ નાનું પુસ્તક શોખ મુજબનો કોઇક ખોરાક પુરો પાડે છે. તે માટે બે બોલ લખવાની એલતે-માસ કબુલ રાખી જે આ બે બોલ બોલું છું તે આ મહાન કવિની અને તેની કવિતાની શુભ યાદમાં બોલું છું.

ફીરદોસી પુર્વ તરફનો હોમર (Homer of the East) ગણાયો છે, આ મતલબે કે, બન્નેએ પોતપોતાનાં દેશ માટે એક મહાન વીરરસ કવિતા (Epic) લખી છે. પણ અજબ સંજોગો વચ્ચે એઓ બન્નેનાં પુસ્તકોની ઉતપન્તી બાબે પણ જાણે લગભગ એકસરખો સંબંધ ઉત્પન્ન થયલો ગણાય છે. કહે છે કે હોમરનાં વખતમાં યુનાનના પુર્વ ભણીનાં મુલકો થોડાઘણા ઇરાંનની અસર તળે આવી જાણે ઇરાંની (Persianise) થતા ચાલતા હતા. કહે છે કે ઇરાંનની આ હકુમત અને અસર તોડવા માટે અને ખુદ યુનાનની પોતાની પુરાતન દંતકથાને જાગૃત કરીને તે ઉપરજ યુનાનીઓનું ધ્યાન ખેંચવા કાજે હોમરની ઇલીઅડ જેવાં પુસ્તકની જરૂર પડી. જો હોમરનાં શકમંદ ગણાતા વખતની બાધ નહી આવે તો આ કેહેવું સમજ પડે એવું છે.

હવે ફીરદોસીનાં શાહનામાનાં સંબંધમાં પણ કોઇ એવુંજ ચોકસ બન્યું છે. મહમદ ગીઝનવી ધર્મચુસ્ત મુસલમાન હતો. તેનાં જેવો ધર્મચુસ્ત મુસલમાન પોતાના મુલક તરફનાં જરથોસ્તીઓની પુરાંણી

તવારીખ ઉપર ફીદા થઈ શાહનામુ લખાવે, એ અજબ દીસે છે. પણ આ ફીદાગીરીની તલેટીમાં એક જુદું રાજદવારી કારણ હતું. તે આ હતું, કે તેના વખતમાં, હાલમાં ચરવાતા ખીલાફતના સવાલવાલું ખીલાફત બગદાદ તરફ હતું. મહમદ ગીઝની તે દુર દેશની ખીલાફતનો દોર અને તોર પોતાની ગીઝનીની હકુમત ઉપરથી દુર કરી સ્વતંત્ર મુસલમાન રાજા થવા માંગતો હતો. તે જાણે એક પ્રકારનો રાજદવારી તેમ સાહિત્યનો બલવો (Political and Literary revolt) ઉઠાવવા માંગતો હતો. માટે તેણે જરૂરનું ધાર્યું, કે તેના મુલક તરફની પ્રજા, જે બાપદાદે અને લોહીમાં અસલી ઇરાની હતી, અને જે બગદાદ જેવાં શેહરથી ખુદ ખીલાફતની ધાર્મિક અસરથી કેટલેક દરજ્જે દુર હતી, અને જેમાં કેટલાક જરથોસ્તીઓ વસ્તા હતા, તેઓનું ધ્યાન ખીલાફતનાં દોર-દમામ ઉપરથી પુરાણી ઇરાની દંતકથા સાહીત્ય વીગેરે ઉપર ખેંચવું, કે તેમ થવાથી તેઓ ખીલાફતની અસરથી થોડાક અલગ રહે અને પોતામાં થોડુંક અસલી ઇરાની જુમ ધરાવે, કે તેમ થવાથી તેની પોતાની નેમ કે બગદાદ તરફમાં ખીલાફતથી સ્વતંત્ર થવું, તેને ટેકો મલે.

આ નાના પુસ્તકમાં ફીરદોસીએ જે ટીકાકાર નાની કવિતા (Satire) મહમદ ગીઝની સાંમે લખી છે તેનો ઇસારો છે. આ કવિતા ફીરદોસીનું એક સુંદર લખાણ ગણાય છે. મી૰ બીવરી જે એક નામીચો ફારસી ખાં છે, તે ફીરદોસીનાં નીચલાં લખાંણોને ઘણાં સુંદર ગણે છે. ૧) ઉપલી ટીકાકાર કવિતા. ૨) જીંદગીની નાપાયદારી બાબેનાં એ સાએરનાં શાહનામાનાં જુદા જુદા ભાગોમાંના લખાણો. ૩) એની પોતાની જીંદગી માટેનાં અંહીતંહીનાં ઇસારાઓ. ૪) પોતાનાં બેટાનાં મરણનો વીલાપ. ૫) ખુસરૂ પરવીઝ

પાસે તેનો ખ્રીસ્તી સસરો, રોમનો શાહનશાહ મોરીસ, ખ્રીસ્તી ક્રોસનો તે ભાગ, કે જે ઇરાંનીઓ જેરૂસેલમથી લાવ્યા હતા, અને જે (sacred relic) ઇરાંનનાં ખજાનામાં હતું, તે માગે છે ત્યારે તે અરજ ના કબુલ રાખનારો ખુસરૂનો જવાબ.

ફીરદોસી મરવા પડયો, ત્યારે છેક સેવટે મહમદ ગીઝનવી પોતાની વર્તણુંકથી પસ્તાવો ખાઇ તેની ઉપર પૈસાની મોટી રકમ મોકલે છે, અને જે તેને કારગત લાગતી નથી. આ સુંદર લાગણી ઉશકેરનારી વારતા સાહિત્યનાં સંબંધમાં એક બીજા ધણીની વારતાની યાદ આપે છે. કહે છે કે કોટોનીઅન લાઇબ્રેરીનાં સ્થાપક કોટનને પેહેલા ચારલસ રાજાએ તેનાં સ્થાપેલાં પુસ્તકખાનામાંથી દુર કર્યો. સેવટે ચાર્લસ રાજા પસ્તાયો અને તેણે તેનાં તરફ મેહેરબાની દેખાડી. પણ તે વખતે તો કોટન મરવા પડયો હતો. તેણે કેહેવાડયું કે "તારો ઉપાય બહુ મોડેથી આવ્યો છે. મારૂં જીગર જુરી ગયું છે."

ફતેહમાં લોજ, કોલાબા તા૦ ૧૨-૭-૨૧.

જીવનજી જમશેદજી મોદી.

## પારસી કોમના માનવંત દસ્તુરજી મીનોચેહરજી દસ્તુર જામાસ્પજીનું મત:—

મુંબઇ, તા૦ ૧૩મી ઓગસ્ટ ૧૯૨૧.

શેઠજી સાહેબ,

**શેઠ એરચ આર. ગોળવાલા,**

જત તમોએ છપાવા માંડેલી મહાન શાએર ફીરદોસીના શાહનામામાંથી જમશેદ ઝોહાક અને ફરીદુનના દાસ્તાનોની એક નાની કેતાબ તમારા પત્ર સાથે મુજ ઉપર મેકલી હતી તે મને મલી છે અને આપણી ખાહેશ મુજબ એ કેતાબ માટેનો મારો અભીપ્રાય લખી મોકલું છુંજી.

મહાન કવી ફીરદોસી તુશીનો જરથોસ્તી પાદશાહોની તવારીખનો ગ્રંથ દુનિયામાં એટલો તો લોકપ્રીય છે કે તેનો દુનિયાની ઘણીક ભાષાઓમાં તરજુમો થવા પાંમ્યો છે અને સદભાગ્યે છેવટે મોડેથી પણ એ ગ્રંથનો તમામ તરજુમો જરથોસ્તી અભ્યાસીઓએ પણ થોડાક વખતની વાત ઉપર બહાર પાડી જરથોસ્તી કોમની નોક જાળવી છે. શાહનામાનો સંપુર્ણ તરજુમો થવા પછી જરથોસ્તી કોમનું ખેંચાણ એ શાહનામા તરફ દીન પરદીન વધવા માંડયું છે અને જરથોસ્તીઓના અનેક મંડળો તરફથી શાહનામાના વાંચણો વખતો વખત થવા લાગ્યાં છે. આ વાંચણો વખતે જરથોસ્તી નરનારીઓના જે મોટા મેળાવડાઓ ભેગા થાય છે તેજ દેખાડી આપે છે કે એ ગ્રંથ તરફ જરથોસ્તીઓની પ્રીતિ ઘણી વધવા પામી છે. શાહનામાનાં વાંચણો ગુજરાતીમાં કેવાં થવાં જોઇએ તેનો

માર્ગે મરહુમ શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ શાહનામાંના એક બે દાસ્તાનો હિંદી સંગીતમાં જોડી તે વાજીંત્રોની મદદથી એક બે જાહેર કીરતન કરી દેખાડયો હતો. આ માર્ગે ડાૅ૦ ધનજીભાઇ પટેલે ધરી શાહનામાનાં જુદા જુદા દાસ્તાનો સંગીતમાં આપવા શરૂ કરવાથી પારસી કોમનું ખેંચાણ આવાં કીરતન તરફ ઘણું ખેંચાઇ રહ્યું છે. આવી ઢપના શાહનામાના વાંચનો તરફ કોમનું ધ્યાન ખેંચાતું જોઇને હાલમાં ગોળવાલા ફોરટ ટયુશન કલાસના માલેક મી૦ એરચ આર. ગોળવાલાએ શાહનામામાંથી જમશેદ, ઝોહાક અને ફરીદુનના દાસ્તાનની એક નાની કેતાબ બેતબાજી તેમજ ગાયનોમાં છપાવવા માંડી છે. મી૦ ગોળવાલાની આ કોશેશ જુદાજ પ્રકારની છે. શાહનામાના તરજુમાઓ હાલમાં ગુજરાતીમાં ઘણા થયા છે તેમાંના કોઇક ગદ્ય તો પદ્યમાં બહાર પડયા છે. પણ મી૦ ગોળવાલાએ બેતબાજી સાથે કેટલાક બનાવોનું બયાન ગાયનોમાં જોડયું છે. આથી એ કેતાબ સંગીતના શોખાનોને ઘણી અગત્યની થઈ પડશે. વળી કર્તાએ તે સાથે તેમાના ગાયનોની વાજીંત્રો માટેની નોટસ પણ પુરી પાડી છે, જેથી એ કેતાબ જરથોસ્તી કુટુંબોમાં વધુ લોકપ્રીય થવાનો સંભવ જણાય છે. આવી એક ઉપયોગી કેતાબને જરથોસ્તી કોમ તરફથી સારો આશરો મળવો જોઇએ.

લી૦ દુવાગો,

**મીનોચહેર દસ્તુર જામાસ્પજી.**

## ફારસી ભાષાના નામાંકિત સ્કૉલર અને મુંબઇની સ્મૉલ કૉઝીઝ કૉર્ટના વડા જડજ મી૦ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ.એ., એલ.એલ.બી., આ પુસ્તક માટે શું કહે છે?

ગીરગામ પોસ્ટ,

મુંબઇ, તા૦ ૧૩ ઓગસ્ટ ૧૯૨૧.

તમારા તરફથી મળેલાં જમશેદ ઝોહાક ને ફરેદુનવાલાં પુસ્તકના પૃષ્ઠ જોઇ ગયો છું.

જુના પારસી કવી "મનસુખ"ની બેતો તમારૂં પુસ્તક વાંચતાં યાદ આવે છે. વળી પારસીભાઇઓથી સમજી શકાય એવી સાદી ને સરળ ભાષા તમોએ વાપરી છે, એટલુંજ નહિ પણ તેમની ઉપયોગને લાયક એ પુસ્તક થઇ પડે તે બાબતની તમોએ સંભાળ લીધી છે, એટલે હું ધારૂં છું કે તમારી નેમ દરેક રીતે બર આવવી જોઇએ. જમશેદ ઝોહાકના કીસ્સાપરથી જે બોધ મેળવવો જોઇએ તે પણ તમે સારી રીતે દર્શાવી શકયા છો.

લી૦ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

——:o:——

## જાણીતા અવસ્તા સ્કૉલર મી૰ સોહરાબ જ. બલસારા એમ. એ. આ પુસ્તક માટે શું કહે છે?

Foras Road, Byculla,
*Bombay, 12th August 1921.*

Dear Mr. Golwalla,

In answer to your letter of the 10th instant I have the pleasure of sending you herewith a review of the impression the reading of your advanced sheets have made on me. It is always praiseworthy in educated Parsees to apply themselves to the work of enlightening their community on subjects of their peculiar interest, and I am glad that you are employing your leisure in such a useful way.

Yours truly,
SOHRAB J. BULSARA.

To
Eruch R. Golwalla, Esqr.,
Bombay.

પારસીઓમાં ધાર્મિક તેમજ કોમી ઉનન્તીનાં ચિન્હો હમણાં સારી રીતે જણાય છે; અને તેમાં શાહનામાની તવારીખી બાબદને ખાસ અગત અલતી જોવામાં આવે છે. એ વિષય ઉપર પ્રગટ થયલા પુસ્તકોમાનું એક છેલ્લું "ગોળવાલા ફ્રેંટ ટયુશન

ક્લાસ" ના પ્રીનસીપલ મી૦ ગોળવાલાનું "જમશેદ ઝોહાક અને ફરીદુન"ની તવારીખ બાબેનું કાવ્ય છે.

મી૦ ગોળવાલાએ પોતાનાં પુસ્તકની શરૂઆતમાં એક ઉપયોગી દીબાચો લખ્યો છે, અને તેમાં શાહનામાની ઉત્પત્તી વિષે અગત્યનું વિવેચન કરવામાં આવ્યું છે; અને શાહનામાની બાબદોએ પુર્વની પ્રજાઓ ઉપર કરેલી ઉંડી અસર દર્શાવવામાં આવી છે. શાહનામાની ખુબીઓનો વર્ણન સાથે તેમાં જણાતી થોડીક ખામી વિષે પણ એવણે એસારો કર્યો છે. પણ એ ખામીઓ ફિર્દોસીને અંગત રીતે આભારી હતી કે તેણે વાપરેલાં સાંધણોમાંથી ઉતરી આવી હતી તે બાબે તેવણ મત ઉચારતા નથી; જોકે ફિર્દોસીએ પોતાનાં સાધનોને વફાદારીથી વળગી રહેવાનું એવણે ખાસ જણાવ્યું હતું.

મી૦ ગોળવાલાએ પોતાનું કાવ્ય પારસી ગુજરાતીની ઢબમાં લખ્યું છે. એમની કાવ્ય રચના મોટે ભાગે સરળ અને સહેલી છે. અને પોતાની બેતોમાં જગેજગ જુદી જુદી ઢબનાં ગીતો એવણે આમેજ કીધાં છે અને તેમને લગતું મ્યુઝીકબી આપ્યું છે જેથી એ બાબદ ઉપર ખાનગી કે જાહેર કીર્તન કરનારાઓને એ ઘણું અગત્યનું પુસ્તક થઈ પડશે.

પોતાની રોકાણો છતાં મી૦ ગોળવાલાએ એ પુસ્તક પ્રગટ કરવાનો જે શ્રમ ઉપાડયો છે તે વખાણને પાત્ર છે. અને આપણે ઉમેદ કરીશું કે શાહનામાની તેમજ પારસી તવારીખની બીજી કીમતી બાબદો ઉપર એમના તરફથી બીજાં પુસ્તકો પ્રગટ થતાં રહે.

**સોહરાબ જમશેદજી બલસારા.**

## ફારસી અને અવસ્તા પ્હેલવીના જાણીતા સ્કૉલર એરવદ કેખશરૂ માહીયાર કુતાર, એમ. એ. નું મત:—

માણેકજીશેઠ દરેમહેર, બજારગેટ, કોટ,
મુંબઇ, તા૦ ૧૫–૮–૧૯૨૧.

મહેરબાન ભાઇજી સાહેબ,

આપની શાહ જમશેદ વિષેની લખેલી ચોપડી મલી છેજી. અત્યાર આગમજ અનેક લખાણો અને ઇતીહાસો એ નામાંકીત શાહ વિષે બહાર પડી ચુકયા છે અને આપનું આ પુસ્તક તેમાં એક કીમતી વધારો છે. આ શાહના રાજ્યના કેટલાક બનાવો સંબંધી અભ્યાસીઓમાં મતફેર છે એ જાણીતું છે. છતાં એ કીર્તીવંત શાહની ઝલકતી કારકીર્દીની તવારીખ આપણી કોમમાં જેટલી બહોળા પ્રમાણમાં ફેલાય એટલી આવકારદાયક છે. આવું એક સુંદર પુસ્તક વાંચક વર્ગ આગળ રજુ કરવા માટે હું તમોને મુબારકબાદી આપું છું.

લા૦ દુવાગો સાઇ,

કેખશરૂ માહીયાર કુટાર.

——:०:——

# મરહુમ શેઠ કાવસજી દીનશાહ એડનવાલા, સી. આઇ. ઇ.

## આપબળથી વધેલા એડનના આ શાહ સોદાગરની બોધદાયક જીંદગીનો ટુંક અહેવાલ.

---o---

### મરહુમ એક સાહસિક ધંધાદારી તરીકે.

મરહુમ શેઠ કાવસજી એડનવાલાની જીંદગી સાધારણ કહેવત પ્રમાણે કંઇ મોઢાંમાં રૂપાંનો ચમચો લઇને જન્મેલા નરની જીંદગી નથી, પણ પોતાની જાતી મહેનત અને આપબળથીજ સદંતર ગરીબાઇમાંથી તવંગર બનેલા એક અતિ સાહસીક નરની જીંદગી છે. મરહુમનો જન્મ ઇ. સ. ૧૮૨૭ના સાલમાં થયો હતો, કે જે વેળાએ તેઓના માત પિતાની પૈસા સબંધી સ્થિતી લગાર નબળીજ હતી. મરહુમના પિતા શેઠ દીનશાહજીએ પ્રથમમાં કેટલોક વખત શરાફી ધંધો ચલાવ્યો હતો, અને ત્યારબાદ શેઠ મંચેરજી એદલજી સોપારીવાલા નામના તે વખતના એક જાણીતા પારસી વેપારીને ત્યાં રહી તેવણ તરફથી લશ્કરી કોમીસેરીયેટ ખાતાં જોડે અફઘાન લડાઇમાં ગયા હતા, અને પોતાની ચાલુ વફાદારીથી પોતાના શેઠનું દીલ જીતી લીધું હતું, કે જે શેઠે પોતાના આ વફાદાર મદદનીશને પોતાની એડન ખાતેની પેહેડીના મેનેજર તરીકે એડન મોકલી આપવાનું દુરસ્ત ધાર્યું.

શેઠ કાવસજી દીનશાહે મુંબઇની સોસાયટી સ્કુલમાં ટુંક કેળવણી લીધી હતી, અને માત્ર સોલ વર્ષની નાની વયમાંજ છાપખાનાની નોકરીની ઝુસરીમાં પડયા હતા, જયાં દોઢ વર્ષ સુધી

નજીવો પગાર મેળવી સને ૧૮૪૫ ના એપ્રીલ મહિનામાં મરહુમ શેઠ કાવસજીએ પ્હેલવ્હેલો એડનની ભુમી ઉપર પોતાનો પગ મુકયો, કે જયાં તેવણે પણ શેઠ સોપારીવાલાનીજ પેઢી ઉપર એક મદદનીશ તરીકે કામ કરવાનું શરૂ કીધું. અને ત્યારબાદ પાંચ વર્ષના ગાળા પછી પોતાની બાહોશીથી પોતાની એક તદન જુદી પેહેડી એડન ખાતે સ્થાપી સ્ટીમર પૉઇંટ ઉપર પોતાનો ધંધો શરૂ કર્યો. ધીમે ધીમે સરકારી કંટ્રાકટો મળવાને સબંબે ધંધાની વિષેશ ખીલવણી થવા લાગી અને મરહુમ શેઠ કાવસજીએ નામદાર સરકારની બજાવેલી કીમતી સેવાની કદરસનાશી તરીકે તે વખતના એડનના પોલીટીકલ રેસીડંટ કેપટન હેન્સે એવણને એક મોટી ઘડીયાળ ભેટ કીધી જે મરહુમની પેઢી ઉપર હજી સુધી જાળવી રાખવામાં આવી છે. મરહુમનો ધંધો કાંઇ સરકારી કંટ્રાકટોથીજ અટકયો નહિ, પણ એડનમાં મીઠાં પાણીની તંગી હોવાથી, ખારાં પાણીને મીઠાં પાણીમાં ફેરવવાના સાંચાઓ શેઠ કાવસજીએ ઉંઘાડયા, તેમજ વળી બરફ બનાવવાનું કારખાનું પણ ખોલ્યું. એ ઉપરાંત એડન મધે શરાફી પેઢીઓ, તાર ઑફીસ, તેમજ બીજાં અનેક ઉપયોગી ખાતાંઓ મરહુમ તરફથી ઉંઘાડવામાં આવ્યાં. વળી યુરોપની લગભગ દોઢ દજન પેહડીઓની આડતો શેઠ કાવસજીએ મેળવી હતી, જે સઘળી આડતોનું કામ હજી પણ તેવણની સાહસીક પેઢી મારફતે ચલાવવામાં આવે છે. યુરોપની અને ખાસ કરી ઇંગ્લાંડની લગભગ અરધી દજન સ્ટીમર કંપનીઓની આડત પણ શેઠ કાવસજીને મળેલી છે, અને સ્પેન તેમજ પોર્ટુગલ તરફના કોનસલ નેમાવાનું અનુપમ માન પણ એવણની પેહેડીને મળ્યું છે. વળી આફ્રિકાના એબીસીન્યા અને સુઆકીમની લડાઇ દરમ્યાંન બ્રીટીશ લશ્કરી ખાતાંને મરહુમે જે કિમતી મદદો કીધી હતી તે માટે તેવણને

નામદાર સરકાર તરફથી ખાસ શાબાશી આપવામાં આવી હતી. આ મુજબની પોતાની કાબેલ્યતથી મરહુમ શેઠ કાવસજી એડનના એક આગેવાન વેપારી અને જાહેર શહેરી તરીકે મશહુર થઇ ગયા. અને એડનના બારાંમાં પહેલવહેલો પગ મુકયો તે વેળાએ ત્યાં જે એક નાનું ઝાવલું નાખ્યું હતું, ત્યાંજ હવે એક મ્હેલ જેવી સુશોભિત ઇમારત બાંધવાને સામર્થવાન થયા, અને તે એજ ઇમારત છે કે જયાં હાલમાં પણ તેવણની સ્થાપેલી નામચીન પેહેડીનો વહિવટ ચાલે છે. શરૂઆતમાં જ્યારે મરહુમ પોતેજ શેઠ અને નોકરબી હતા, ત્યારે હવે તેઓને ત્યાં લગભગ સોથી વધુ જરથોસ્તીઓ નોકરી બજાવે છે. મરહુમ એક અચ્છા ઘોડેસ્વાર અને વાહાણવતી હતા, અને પોતાના વેપારની સવળતા અર્થે સને ૧૮૭૩ માં "સર બારટલ ફ્રીઅર" નામની સ્ટીમર લગભગ અરધા લાખ રૂપ્યાની કીંમતે ખરીદ કીધી હતી. વળી મરહુમની નજર કાંઇ એડન ખાતેજ સંકોચાઇ રહી નહિ, પણ તેવણનાં બાહોશ કામકાજથી ખુશી થઇને જંગબારનાં નામદાર સુલતાંને તેમજ બીજા મોટા એહેદારોએ કીધેલી સુચનાંને અનુસરીને મરહુમે જંગબાર ખાતેબી એક પેઢી સ્થાપી કે જેનો પણ વહિવટ હજી સુધી ચાલુજ છે.

## મરહુમ શેઠ કાવસજીની જાહેર કારકીર્દી અને જાહેર સખાવતી જુસ્સો.

એક વેપારી તરીકેની સારી નામના અને ફત્તેહ મેળવી મરહુમે પોતાની નજર સખાવતના ઉમદા ગુણ તરફ ફેરવી, અને સને ૧૮૫૪ માં એડન મધેની બિસ્માર હાલતમાં પડેલી જરથોસ્તી દરેહમેહરનું મકાન પોતાનાં પહેલાં ધણીયાણી બાઇજી બાઇઆઇના પુણ્ય અર્થે નવેસરથી બંધાવીને પરદાની આપ્યું. ત્યાર બાદ એડન

મધે એક પુસ્તકાળયની જે ખુટ માલમ પડી હતી, તે દુર કરવાને માટે મરહુમે સને ૧૮૭૦ ના સાલમાં એક લાઇબ્રેરી ઉઘાડી કે જેના નિભાવ માટે હજી સુધી એવણુની પેહેડી સારો હિસ્સો આપતી રહી છે. સને ૧૮૭૧ ના સાલમાં જરથોસ્તીઓનાં બાપીકાં વતન ઇરાનમાં દુકાળ પડેલો હોવાથી સંખ્યાબંધ ઇરાની ઓ ઇરાંનથી મુંબઇ નહાસી આવ્યા હતા, જેઓને મરહુમ શેઠ કાવસજીએ ઘણી મોટી મદદો કીધી હતી. એજ સાલમાં એવણુ મુંબઇ આવ્યા હતા, અને પાંચ વર્ષમાં મુંબઇ મધે પણુ એક લાઇબ્રેરી સ્થાપી કે જેનું નામ "કાવસજી દીનશાહ રીડીંગ રૂમ એન્ડ લાઇબ્રેરી" રાખવામાં આવ્યું. ૧૮૭૫ ના સાલમાં નામદાર પ્રીન્સ ઓફ વેલ્સ (પછીથી રાજા સાતમાં એડવર્ડ) હિન્દુસ્થાન પધાર્યા તે વેળાએ મરહુમ શેઠ કાવસજીએ જામાપીછોડીના શુદ્ધ જરથોસ્તી પોશાકમાં નામદાર પ્રીન્સને એડનની પ્રજા તરફનુ માનપત્ર વાંચી સંભળાવ્યું હતું, અને એ મુજબ હિંદ સરજમીનપર પોતાનું પહેલુંજ પગલું મુકતાંને સાથ પહેલવહેલી મુબારકબાદી એક જરથોસ્તી તરફથી મેળવી હતી, અને નામદાર પ્રીન્સે પોતે પોતાની મુસાફરીની રચેલી ચોપડીમાં ભારે પ્રસંશા કરી હતી, અને તે ચોપડીની એક નકલ પોતાની એક સુંદર તસવીર સાથે મરહુમ શેઠ કાવસજી ઉપર ખાસ ઇંગ્લાંડથી ભેટ મોકલી હતી. વળી એજ મુજબ સન ૧૮૮૩ માં જયારે નામદાર ડયુક ઓફ કોનાટ અને તેવણુનાં બાનું હિન્દુસ્તાન આવ્યાં ત્યારે પ્રથમમાં એડન ખાતેજ ઉતર્યાં હતાં, જે વેળાએ પણુ તેઓને હિંદ સરજમીન ઉપરનું પહેલવહેલું માન શેઠ કાવસજી-એજ આપ્યું હતું. મરહુમે એડન ઉપરાંત જંગબાર મધે પણુ કેટલીક સખાવતો કરી છે. સને ૧૮૮૯ માં મરહુમ શેઠ કાવસજીને એડનનાં બારાંનાં પહેલવહેલા ત્રસ્ટી નેમવામાં આવ્યા હતા, અને

૧૮૯૩ નાં સાલમાં મરહુમે ખાસ ઇંગલાંડથી એક ગોદી તૈયાર કરાવી મંગાવી, તેને એડન મધે પાણીમાં ઉતારવામાં આવી હતી, કે જે ગોદીમાં ૫૦૦ ટનનાં વજન સુધીનાં બારકસો ઉપાડવાનું બળ હતું. સને ૧૮૯૪ નાં સાલમાં માહરાણી વિકટોરયાની સાલ-ગ્રેહના બખ્તાવર દિને શેઠ કાવસજીને સી. આઇ. ઇ.ના માનવંત ખેતાબની નામદાર સરકારે નવાજેશ કીધી, કે જે માન મેળવનાર તરીકે મરહુમ એડનના પહેલાજ રહિશ હતા. સને ૧૮૯૫ માં મરહુમ શેઠ કાવસજીએ પોતાના ધણીયાણી બાઇજી જરબાઇજીને નામનું ધર્મનું દવાખાનું તેની સઘળી સામગ્રીઓ સહિત ખુલ્લું મુકયું. એજ વર્ષમાં લંડન મધે પ્રગટ થતાં એક પત્રમાં મરહુમ શેઠ કાવસજીની તસવીર અને તેવણુની જીંદગીનો એહવાલ પ્રગટ કરવામાં આવ્યો હતો. ૧૮૯૭ નાં સાલમાં જ્યારે મરહુમનાં ધણીયાણી બાઇજી જરબાઇ મરણ પામ્યાં ત્યારે તેવણુનાં પુણ્યાર્થે શેઠ કાવસજીએ લગભગ એકતાલીસ હજાર રૂપીઆની રકમ ધરમ ખાતે અર્પી હતી. મુંબઇમાં જ્યારે પહેલવહેલી મરકી ફાટી નીકળી ત્યારે પોતાના ગરીબ હમદીનોને મદદ થવાના શુભ હેતુથી પૈસાની સારી રકમો ઘણા સમાર્ગે ખર્ચી હતી. અને મુંબઇમાં તે વેળાએ ઉઘાડવામાં આવેલાં પારસી સંકટ નિવારણ ફંડમાં મરહુમે અનેક વેળા મોટી રકમો ભરી હતી. સને ૧૮૯૮ માં સુરત મધેના ભેસાંન ગામમાં ત્યાંનાં રહિશોની હાજતને પુગી વળ-વાના ઉમદા હેતુથી મીઠાં પાણીનો એક કુવો બંધાવી આપ્યો. સને ૧૮૯૯ એટલે કે પોતાનાં મરણુની એક વરસ આગળ પોતાના મરહુમ ધણીયાણી બાઇજી જરબાઇજીના નામની એક દરેમહેર ઘણે મોટે ખરચે લાનોલી મધે બધાવીને પરથાવી, કે જેના જાથુકના નિભાવ માટે યોગ્ય ગોઠવણ કરવામાં આવી છે.

આ પ્રમાણે એ મહાન મરહુમ નર પોતાની જાતી કમાઇના પૈસાનો દીલાવર જીગરથી સદઉપયોગ કરી, પોતાની પ્રિય કોમને ઉપકારના મોટા બોજામાં મેગી આ ફાની જેહાન સને ૧૯૦૦ ના જુન માસની ૨૩ મી તારીખે છોડી ગયા. હજારો હજાર આશીષ વરસજો તે મરહુમનાં રૂહપર!!

મરહુમનાં ઉઠમણાંની ક્રિયા મુંબઇ ઉપરાંત એડન, જંગબાર, લાનોલી, ચીખલી તેમજ નવસારી મધે થઇ હતી, જે વેળા મરહુમનાં સદગુણોની તેમજ સખાવતી જુસ્સાની જાજતી તારીફ ગાવામાં આવી હતી, અને મરહુમનાં પુણ્યાર્થે મોટી રકમો જુદાં જુદાં ધર્મખાતાંઓને એનાયત કરવામાં આવી હતી.

મરહુમ શેઠ કાવસજીનાં ખેદયુક્ત મરણની નોંધો સાથ તેવણની ભલી જીંદગીનાં અહેવાલો હિંદુસ્તાનનાં આગેવાન અંગ્રેજી તેમજ દેશી પત્રોમાં આપવામાં આવ્યા હતા, એટલુંજ નહિ પણ લંડનના પણ જાણીતાં પત્રે મરહુમની કારકીર્દીની નોંધ તેવણની તસ્વીર શુધાં આપી હતી.

---

## જાણીતું પત્ર "પ્રજામિત્ર-પારસી" શું કહે છે?

"...મી૦ ગોળવાલાના વર્ગોમાં શરૂઆતથી મેત્રીક સુધીની સર્વ કેળવણી ઉપરાંત ઘરઘતુ અંગ્રેજી વાતચીત, પત્ર વહેવાર, વેપારી તેમજ ધર્મ સંબંધી, મ્યુઝીક વગેરે વિષયોની કેળવણી આપવામાં આવે છે તેનો લાભ કોટ ઉપરાંત દુરના લત્તાનાં બાનુઓ તેમજ છોકરા છોકરીઓ લે છે. મેત્રીકના વર્ગોનું પરિણામ દર સાલ ઘણું સારૂં આવે છે અને સ્કુલે આખો દિવસ નહિ જઇ શકતા વિદ્યાર્થીઓને કોઇબી ટાઇમની સગવડ મળી શકે છે. વળી એ ખાતાં મારફતે થતાં ધાર્મિક ભાષણો, વાયજો, કિરતનો તેમજ સંગીતના મેળાવડાઓ આ ખાતાંની એક પહેલ છે..."

# "મહાન શાએર ફીરદોસી."

હજારો હજાર આશિર્વાદ હોજો ફીરદોસીનાં રૂહ ઉપર કે જેની વર્ષોની ચાલુ મેહનતથીજ શાહનામું આ દુન્યાઇ અજવાળું જોવાને નસીબવંત નિવડયું. અને આપણે જરથોસ્તીઓ પણ તે મહાન ઇરાંની શહેનશાહત અને આપણા કદીમ ન્યાયાગાનોની એક અતી કીમતી તવારીખ જાળવી રાખી શકવાને નસીબવંત નિવડયાં. એ મહાન કવી કે જેનું આખું નામ અબુલ કાસમ મનસુર ફીરદોસી હતું, તેનો જન્મ ઇરાનમાં ખોરાસાન નામના મુલકના શહેરમાં ઇ. સ. આશરે ૯૩૫ ના સાલમાં થયો હતો. તેના બાપ આહ-મદનું કામ તુસની નજદીકમાં એક નાના બગીચાની ઉપર દેખરેખ રાખવાનું હતું. આ પ્રમાણે ફીરદોસીની હાલત જો કે લગાર તંગ હતી, છતાં પણ એક દેહકાન (ખેડુત) તરીકેની અને અસલી ઇરાનીઓથી ઉતરી આવેલા એક સાચા ઇરાની તરીકેની તેનામાં પોતાને માટેની, પોતાના ન્યાતભાઇઓ માટેની, અને પોતાના દેશને માટેની ખરેખરી મગરૂરી અને મોટાઇ હતી. પોતાના પિતાની આવી ગરીબ સ્થિતિ છતાં પણ ફીરદોસી સાધારણ સારી કેળવણી મેળવી શકવાને નસીબવંત થયો હતો. પોતાની જીંદગીની છેક શરૂઆતથીજ તેની જીંદગીની મોટામાં મોટી નેમ અને ખાહેશ એ હતી કે પોતાના

દેશની તવારીખ કવિતાઈ રૂપે બહાર પાડી અને તેમ કરી દોલત અને કીર્તી મેળવી. ફીરદોસીને ગરીબ બનાવવામાં તે પાક પરવરદેગારની મતલબજ હોવી જોઇએ કારણ કે જોકે તે દોલતમાં ગરીબ હતો છતાં પણ પોતાની કાવ્ય શક્તિમાં અને જ્ઞાનનાં ભંડારમાં અતિશય તવંગર હતો. એક માણસના મરણ બાદ તેની દોલત અને પુંજીનાં વારસો ગણત્રીનાજ હોઈ શકે છે જ્યારે એક મહાન કવિ કે લેખક તો એક એવો વારસો પોતા પાછળ મેળી જાય કે જે અખુટ હોઈ દરેક દરેક આસામીને કોઇને કોઈ રીતે ઉપયોગી થઇ પડે છે એટલે કે સંખ્યાબંધ ગરીબો તે મહાન શાએરની રચેલી કેટલીક લીટીઓ દોલતમંદોમાં ગાઇ દોલત મેળવી શકે છે, અને જે વારસો ફીરદોસી પણ મુકી ગયો છે તે એજ કીસમનો છે.

ફીરદોસી પોતાની કઇ ઉંમરે સુલતાન મહમદ જોમ ગઝની ગયો તે આપણે જાણતાં નથી. તેની જીંદગીના અહેવાલ લખનારામાનાં કેટલાક જણાવે છે કે તે સુલતાનના ખાસ હોકમનુસાર શાહનામું લખવાને માટે પોતાની જીંદગીની શરૂઆતમાં ગઝની ગયો હતો. બીજાઓ એવું મત ધરવે છે, કે ફીરદોસી પોતાનું શાહનામું પુરૂં કર્યા બાદ તે સુલતાન મહમદને અર્પણ કરવા માટે ગઝની ગયો હતો. ખરી સચ્ચાઇ માટે એ બનેની વચ્ચેના માર્ગ ઉપર નિગાહ કરવી જોઇએ છે. કોઇ પણ રવેશે ફીરદોસીએ આ મહાન કાર્ય ત્રીસ વરસની સખતમાં સખત મેહનત પછી ઇ. સ. ૧૦૧૦ માં પુરૂં કર્યું કે જે વેળાએ તે ૮૦ વર્ષની વૃદ્ધ વયે પોંહચ્યો

હતો. ફીરદોસીએ શાહનામાં ઉપરાંત બીજા ઘણાં લેખો લખ્યા છે. તેના બીજા લેખોમાં યુસુફ અને સુલેમાનની ધાર્મિક દંતકથા તેમજ કેટલએક કસીદા અને ગઝલો છે. બગદાદ છોડયા બાદ ફીરદોસી ૯૦ વરસની પાકટ ઉંમરે ઈ૦ સ૦ ૧૦૨૦ માં મરણ પામ્યો. તેનો એક છોકરો હતો, કે જે ફીરદોસી જયારે ૬૫ વરસની ઉંમરનો હતો ત્યારે માત્ર ૩૭ વરસની ભરજવાન વયે ગુજર પામ્યો હતો.

---

# ફીરદોસી અને ગઝનીનો સુલતાન મહમદ—શાહનામું લખવાની અડાગ મેહનતનો ફીરદોસીને બદલો મળ્યો કે ?

સરવે કોઈ માણસો અને આલમાઓ અને ખાસ કરીને તે વખતના ત્રણ નામાંકિત કવિઓ અનસરી, ફરરૂખી, અને અસજદી, ગઝનીના સુલતાન મહમદની મેહરબાનીથી જે જાહેઝલાલી ભોગવતા હતા અને સુલતાન મહમદ તેઓ તરફ જે મયા અને ચાહ દર્શાવતો હતો, તે વાત સઘળે ઠેકાણે ફેલાઈ રહી હતી. અને શાહનામું રચવાનું જે ગિકન કામ એ ત્રણ કવિએને સોંપવામાં આવ્યું છે એમ જયારે ફીરદોસીએ જાણ્યું, ત્યારે પોતાની જીંદગીની જે મોટામાં મોટી નેમ (શાહનામું કવિના રૂપે રચવાની) હતી તેને માટે, તેમજ ઉપલા ત્રણ કવિઓ જે દબદબો ભોગવતા હતા તેથી ઉશકેરાઈને પોતાને ગઝનીમાં જાણીતો કરી પેલા કવિઓનાં કામમાં સહાય થવાના હેતુથી

તે ગઝનીમાં આવ્યો. ખુદ શેહનશાહને મલવાની નેમથી, તેમજ કેટલાક વજીરો અને દરબારીઓ હજુર રજુ થવાના ફરીકાથી જ્યારે તે નિશફળ નીવડયો, ત્યારે તેને ખુદ પેલા કવીઓ જોડેજ મેલાપ કરવાનો નિશ્ચય કર્યો. તે તેઓના રેહવાના દમામદાર મકાન તરફ એક ઘણુંજ સાદા પોષાકમાં સજ થઇને આવ્યો અને તે કવિઓ જોડે એક ઘણુંજ અગત્યનાં ગંભીર કામ માટે આવ્યો હતો એમ પોતે જાહેર કીધું. ફીરદોસી જ્યારે તેઓની હજુરમાં આવ્યો ત્યારે તેઓ તરતનાજ જમીને ઉઠયા હતા અને લગાર દારૂની લેહરમાં હતા. તેથી તેઓએ તે અંજાણ્યાના ભોગે પોતાને કંઇક ગમત આપવાની કોશેશ કરવા માંડી. થોડીક પળ લગી ચુપકીદી અખત્યાર કીધા બાદ ફીરદોસીએ તેઓએ જે માન મેળવ્યું હતું અને દરબારમાં જે ઉંચો દરજ્જો તેઓ ભોગવતા હતા તે માટે મુબારકબાદી આપી, અને તેઓના લખાણનો થોડોક ભાગ જોવાની ઇચ્છા દર્શાવી.

શરૂઆતમાંજ ફીરદોસીની આવી વળણ અને હિંમત જોઇ ત્રણે કવિઓ લગાર અજાયબ થયા, અને તેને કેટલાક ચિડાવનારા જવાબો આપી, સભ્યતાથીજ રૂખસદ આપવાની કોશેશ કરવા લાગ્યા, અને કવિ સીવાય બીજા કોઇ બી જોડે તેઓનો વાત કરવાનો રવૈયો નહિ હતો એમ કેહવા લાગ્યા અને ઉમેર્યું કે તેઓને હંમેશાં બેતબાજીમાંજ માંહોમાંહે વાત કરવાની આદત હતી. ફીરદોસીએ આ ઉપરથી ઘણી નરમાસભરી રીતે પુછ્યું કે "ભાઇઓ તે તમારી કાવ્ય રચના અને વાતચીત કઇ કીસમની છે?" ત્રણે કવિઓ આ સાંભળીને હસવા લાગ્યા પણ તેજ વેળાએ માંહોમાંહે બોલ્યા કે

ચાલો આપણે એને સંતોષ આપ્યે. જે ઉપરથી તેઓ દરેક નીચલી ત્રણ લીટીઓ કે જેના છેલ્લા શબ્દોમાં 'શન' આવે છે અને જે ફારસી ભાષામાં માત્ર ત્રણજ છે, તે એક પછી એક બોલ્યા. એવું ધારીને કે શીરદોસીને ચોથો શબ્દ નહિ મલવાથી લાચાર થઇ પડશે. **અનસરી**—યુ આરેઝ તો માહ નબાશદ રવશન. (અર્થ-ચંદ્રમાનો પણ પ્રકાશ તારા ગાલ જેવો નથી). **ફરરોખી**—માનન્દે રોખ્ત ગુલ નબુવદ દર ગુલશન (અર્થ-બગીચામાં તારા મુખડા જેવું તો ગુલાબનું ફુલ પણ નથી). **અસજદી**—મેઝગાનત ગુઝર હમીકુનદ દર જવશન (અર્થ-બખ્તરમાંથી પણ તાહરી આખના પાપણ બીજી બાજુએ નીકલી શકે છે.) પણ એ સાંભળી તુર્તજ શીરદોસી બોલી ઉઠયો "માનન્દે સનાને ગેવ દર જન્ગે પશન" (અર્થ-જેમ પશનની લડાઇમાં ગેવનો નેઝો હતો તેમ).

હવે પશનની લડાઈ અને તેની તવારીખથી ઉપલા ત્રણ કવિઓ તદન બિનવાકેફ હોવાથી તેઓ ફીકકા મારી ગયા, અને શીરદોસીને તે વિષે પુછવા લાગ્યા. જેને પોતાની હમેશાંની નમ્રતાથી તરત તેઓને તે સમજાવી. ત્રણે કવિઓ એ ઉપરથી સેજ ઝંખવાના પડયા, તેમજ અદેખા બન્યા પણ માત્ર સભ્યતાનો ખાલી દેખાવ કરી પાછા શરાબની લહેર કરવા પડયા અને ત્યાર બાદ શીરદોસીને બાગમાં એકલોજ રેહવા દઇને ચાલી ગયા. શીરદોસી પોતાને ઘરે પાછો ફર્યો અને જ્યારે તેને જોયું કે તેની દાદ લાગવાનો કાંઇપણ સંભવ નહીજ હતો ત્યારે ગીઝની છોડી જવાનો વિચાર કીધો. તે બંદગી કરવાની ને થી મસ્જીદમાં તે દરમ્યાન પોતાની હાલત અને દુઃખનો કાવ્ય

રૂપે વિલાપ કરવા લાગ્યો. ત્યારે નસીબે એવું બન્યું કે તેજ વેળાએ ફીરદોસીની તદન નજીકમાંજ સુલતાન મહમદનો એક ઘણોજ માનીતો, નામે માહક, બંદગી કરતો હતો. તેણે જ્યારે ફીરદોસીની આ લીટીઓ સાંભળી ત્યારે તેને તેની જોડે વાત કીધી જે ઉપરથી ફીરદોસીએ પોતના સઘળા હાંદેસાઓ અને ઇચ્છાઓનું તેની સમક્ષ વર્ણન કર્યું. માહકે જ્યારે જાણ્યું કે ફીરદોસી એક ઘણો ભણેલો અને મહાન કવિ છે ત્યારે તેને પોતાનો કંઇપણ ઇરાદો જણાવ્યા વગર તેનું નામ ઠામ પુછ્યું અને તેજ દીવસે તેને જે સઘળી વાતચીત ફીરદોસી સાથે થઇ હતી તે સઘળી સુલતાન મહમદને જાહેર કીધી. આ સુલતાન કે જે આપણે ઉપર જોઇ ગયા છીએ તેમ લેખકોનો અને કવિઓનો એક ખરો ખેરખાહ અને મુરબી હતો તેને ફીરદોસીને પોતાના મેહલમાં બોલાવી મંગાવ્યો, અને તેની હજુરમાં ફીરદોસી જે કંઇક પોતાની રચેલી કવિતાઓ બોલી ગયો તેથી ખરેજ તે હેરત પામ્યો.

શાહનામાનો જે કંઇ થોડો ભાગ અત્યાર આગમજનો રાજ્યના કવિઓથી લખાએલો હતો તેની સાથ ફીરદોસીની લીટીઓની સરખામણી કીધી અને તેમ કરવાથી ફીરદોસીની બેતો કેટલી બધી ચઢયાતી હતી તે જ્યારે આઇના મીસાલ જણાઇ આવ્યું ત્યારે પેલા ત્રણે કવિઓને પણ ફીરદોસીની લીટીઓના ચઢયાતાંપણાનો સ્વિકાર કરવો પડ્યો. આ ઉપરથી સુલતાન મહમદે તેને દરેક બેટ માટે એક સોનાના સિક્કાની કબુલાત આપી, શાહનામું લખવાનું મોતેબર કામ ફીરદોસીને સોંપ્યું. એ ઉપરાંત સુલતાને તેને

ઘણી એક બીજી ઉદાર બક્ષેસો કીધી, અને આખું ઘર વસાવી આપ્યું તેમજ કેટલાક દાગીનાથી તેને નવાજ્યો. શાહનામું રચવાના કામમાં ફીરદોસીએ કેટલાંક વરસ ગળ્યાં કે જે આયંદે સાઠ હજાર બેતોનું બન્યું. જે દીવસે તે ગઝનીના સુલતાન મહમદ અગળ તેના પાયતખ્તમાં રજુ કરવામાં આવ્યું તે દીવસે એક મેટો તેહવાર પાળવામાં આવ્યો, પણ આ અરસામાં સુલતાનની દાનત બગડી હતી. અને પોતાના વજીર હસન મયમનદીની સમજાવતથી તેને ફીરદોસીને દરેક સોનાના સિક્કાને બદલે રૂપાંનો સિક્કો આપવાનો નિશ્ચય કર્યો. જે અમલદારને આ મુજબ રૂપાંના સીક્કા ફીરદોસીને પોંહચાડવાનું કામ સોંપવામાં આવ્યું હતું, તે ફીરદોસીને ઘેર ગયો પણ ફીરદોસી તે વેળાએ જાહેર હમામખાનામાં ગયો હતો, અને તેણે જયારે સુલતાનની આવી નીચ વર્તણુક વિષે જાણ્યું ત્યારે ચુપચુપ તે રૂપાંના સિક્કા લઇ તે લાવનાર તથા હમામખાનાવાલા તથા પડોશના એક દુકાનદાર વચ્ચે વહેંચી દીધા. પછી ઘેર જઈ તેને કેટલીક લીટીએ ગઝનીના સુલતાન મહમદની વીરૂધમાં તેની આવી વર્તણુંક માટે લખી કાઢી જે બાદ બગદાદ શહેર તરફ રવાના થયો કે જયાં તેને ત્યાના ખલીફ આહમદ ચોથાએ માનપુર્વક આવકાર દીધો. પોતે કીધેલા ગેરઈનસાફનો સેજબી ખ્યાલ કરવાને બદલે સુલતાન મહમદે પોતાના ગુસ્સાના આવેશમાં ફીરદોસીની પુઠ પકડવા માંડી. અને ફીરદોસી બગદાદ છે એમ જયારે તેને જાણ્યું ત્યારે તેને સખ્ત રીતે બગદાદના ખલીફ ઉપર કેહન મોકલ્યું અને ફીરદોસીને પાછો મેળવવાનો દાવો કીધો, અને એવી ધમકી આપી કે જો તેમ નહિ કરવામાં આવશે તો

અગદાદ અને તેના લોકોને પોતાના હાથીઓના પગ તલે કચડી નાંખશે. ખલીફે આ ઉપરથી પોતાના જવાબમાં કોરાનમાં હાથી માટે જે પ્રકરણ છે તેનો ઇસારો કીધો, અને ઇથીયોપીઆના રાજ્યકર્તા ઇબ્રેહે જે નકામી ચઢાઈ મક્કા ઉપર મહમદ પેગમબરના જનમવાની માત્ર પચાસ દીવસ અગાઉ કીધી હતી તેનો દાખલો આપ્યો અને વધુમાં જણાવ્યું કે તે ઇથિયોપીઅન રાજકર્તા કે જેની આ હાર એક મોજેજા સમાન ગણાઇ હતી તે પણ હાથી ઉપરજ સ્વાર થયો હતો એમ કહી તેને પોતાને પરવરદેગારનીજ મરજીને આધીન અને તેનીજ પનાહમાં પોતાને મુકાયલો જાહેર કીધો હતો. છતાં પણ એજ વેળાએ ખલીફ આહમદ ગઝનીના મહમદ જેવા એક બળવાન રાજ્યકર્તા જોડે સુલેહ કરવાનો ફીરદોસીને આગ્રહ કીધો. ફીરદોસીએ પોતાની હંમેશાની મનોવૃત્તિ મુજબ ખલીફની આ શીખામણ માની પોતાની હાલત રજુ કરનારી ફીનસુરી ભરી એક ગઝલ રચીને સુલતાન મહમદ ઉપર ગઝનીમાં મોકલી આપી જેમાં ફીરદોસીએ સેવટે જણાવ્યુ કે ઝાબલીસ્તાનના મહાન શુરવીરની ઉંચ મનોવૃતી અને ઉદાર સ્વભાવ તેમજ મોટાઇ ઉપરજ ભરોસો મુકીને હું મારાં બાપીકા વતન તુસ કે જે તમામ ઇરાન જોડે ગઝનીની શહેનશાહનનો એક મુલક હોવાનું માન ધરાવે છે, ત્યાં જાવું છું. ખલીફે પોતે લખેલા એક પત્ર સાથ જ્યારે ફીરદોસીની આ ગઝલ સુલતાન મહમદે વાંચી ત્યારે એથી તેના મગજ ઉપર એવી તો ઉંડી અસર થઇ કે તેણે તરતજ પોતાના પેલા વજીર હસન મયમનદીને હાંકી કાઢયો અને ફીરદોસી પ્રત્યેની પોતાની ગેરઇનસાફી વર્તણુંક માટે પશ્ચાતાપ

કરવા લાગ્યો, અને તેના બદલા તરીકે શાહનામું લખવાની ફીરદોસીની મહેનતના પ્રથમમાં કબુલેલા સાઠ હજાર સોનાના સિક્કાઓ, તેમજ બીજી અનેક કિંમતી ભેટો તથા માયા મેહરબાનીથી ભરપુર એક પત્ર સાથે એક અમલદારને ફીરદોસી સનમુખ તુસ મોકલ્યો. પણ ફીરદોસીના નસીબમાં આ સઘળું માન તેમજ દોલત મેળવવાનું નહિ હતું. બગદાદથી તુસ જવાની મુસાફરીની થાકનો, તેમજ પોતાના મગજ ઉપર રમતા રહેલા ઉદાસ ખ્યાલોનો તે ભોગ થઇ પડ્યો હતો, અને તેથી મરણ પામ્યો હતો. તેની પાછળ તેની એક બેહન હૈયાત હતી, કે જેણે સુલતાનની સર્વ બક્ષેસ સ્વિકારી અને તે ગંજ દોલતમાંથી પોતાના મરહુમ કામેલ ભાઇ ફીરદોસીની ઇચ્છા પ્રમાણે અમલ કરવાનો કસદ કીધો. ફીરદોસી જેવો મહાન કવી જે સાહિત્ય સાગરમાં સૌથી શ્રેષ્ઠ સિદ્ધ થયો છે, તેને કંઇક જાહેર ઉપયોગી બાંધકામથી પોતાની યાદગારી સદાની જાળવવાની ખાહેશ દર્શાવી હતી, અને તેના રૂએ ઓક્ષસ નદી ઉપરનો પૂલ સરખો બંધાવી પ્રજા સમક્ષ પ્રજાના ઉપયોગ માટે ધરવાની તેની જીજ્ઞાસા હતી, જે ઉમદા જીજ્ઞાસા તેની સદગુણી બેહેને, સુલતાન મહમદે ઉદાર દીલે મોકલેલા પૈસામાંથી તૃપ્ત કીધી, અને એ મુજબ પોતાના મરહુમ ભાઇ પ્રત્યેની એક ઘણી પવિત્ર ફરજ અદા કીધી.



# THE SHAH NAMEH OF FIRDOUSI.

*(Extract from Maria Graham's "Journal of a Residence in India"—1813.)*

The Chevalier D'Ohsson having taken the principal part of his Tableau Historique de l'Orient from the Shah Nameh of Firdousi, gives the following account of that poem in the first part of his interesting work.

"The Shah Nameh is a production of the fourth century of the Hegyra. After the destruction of the Sassanians by the Arab armies, Mensour I., sovereign of Transoxania, was the first Mahomedan prince who made any researches concerning the history of the ancient Persians. Being a lover of science and of letters, he collected such annals as had escaped the devastations of time, in order to form a regular history. The Zeal of his Vizir Mamery, seconded him in this laudable undertaking, and the conduct of the work was entrusted to four of the literary men of the country, namely, Seyyak, Yezdan, Khorshid, and Schadan.

"The fragments discovered were chiefly chronicles, each containing the life of one prince. After the assiduous

labour of eight years, the work was finished, and dedicated to Mensour, under the name of Shah Nameh, or History of the Shahs. It was, in fact, an abridgement of the history of ancient Persia from the reign of Keyoumers to that of Yezdegerd III. the last of the Khosrus.

"Some years afterwards, Mensour II. wished to have the Shah Nameh in verse, and Decaiky, a famous poet of that age, consecrated his talents to that work, but left it unfinished at his death; and another Mahomedan prince made it a point of honour to complete it. This was Mahoud Ghaznevi, the third sultan of the race Ben-Sabuktakin, an illoustrious prince, who added to the crown of Zebelistan the whole of Persia, and who, A. D. 999, invaded Transoxania, and gave the last blow to the dynasty of Ben-Samans, its sovereigns. This hero, who was not less the patron of letters than of arms, employed the genius of Firdousi-ibn-Feroukh, the most celebrated poet of the east, in the great work of versifying the Shah Nameh.

"This poem is still esteemed as the most perfect of its kind. It embraces a space of twenty-nine centuries, from Keyoumers to the last Khosru; but it is to be regretted that the chronological order observed previous to the time of Alexander, is an inexact as many of the historical events recorded in it are fabulous. Some of the princes are said

to have reigned during three or four centuries, and we can only presume that several Shahs of the same name have been confounded by the compilers of the ancient chronicles. The same thing must have happened with regard to the heroes of ancient Persia, Zal and Rustum, who are said to have lived six centuries, and among the Khacans of Touran, descendants of Feridoun, Afrasiab, the most celebrated of those sovereigns is fabled to have reigned about three hundred years.

" Notwithstanding the silence of the Greek writers concerning the ancient sovereigns of Persia, we cannot doubt their existence, from the testimony of the literary monuments of all the eastern nations in every age, so that we must regard the ground work of their history as true, although the episodes be fabulous. These ancient chronicles may in some sort be compared with the mythology of the ancient Greeks. Several of the Shahs, and even the princes, such as, Sam, Zal, Rustum, Goudrz, Giw, &c. are considered as demigods. They are the heores of the east, who have occupied the imaginations of the poets and the pens of the historians. Their names have been revered in all ages, and there is no work, even on philosophy or morals, which does not mention these ancient Shahs. They are cited continually as mode's of virtue or vice, of clemency or of tyranny, of knowledge or of ignorance, of valour or of cowardice, inorder to complete the eulogy

or the censure of a prince, a minister, or even a simple individual.

"All the eastern sovereigns, and even the Ottaman sultans, in their letters, diplomas and other public writings, compare themselves to Feridoun, to Menuche.ier, and the Key Keavous, and even their titles of Khoshru, Houmayoon, and Shahriar, which may be compared to these of Ceasar and of Augustus, of Sebastocrator and of Porphyrogenitus, are borrowed from the ancient kings of Persia.

"The work of Firdousi possesses high poetical beauties and a rich and harmonious style; but it abounds with minute descriptions, frequent repititions, continual metaphors, and absurd hyperbole. It is full of moral reflections, chiefly on destiny and fatalism, and on the nothingness and the vicissitude of human affairs, which the author usually puts into the mouths of the princes, the warriors, the ministers of religion and the statesmen.

"The heroes never engage in combat without a pompous harangue, displaying their high birth, their valour, and their great achievements. With abuses and invectives, each announces to his adversary defeat, shame, and inevitable destruction.

"My mother gave me life only to accomplish thy death." "The robe of honour with which thy sovereign

has invested thee, will serve only for thy shroud." Such are their ordinary exclamations.

"In the description of the battles, we find abundance of such passages as the following:

"The motion of the armies shook the earth, deranged the course of the stars, and overturned the planetary system."

"The march of this multitude of horses raised such whirlwinds of dust, that one of the seven coverings of the earth added a new vault to the seven heavens of the firmament." "The enormous cloud of the darts and javelins covered the heavens, absorbed the light of the sun, and plunged the combatants into the dark agonies of fate." "The blood of the slaughtered enemy rose suddenly to a river, so impetuous as to turn mighty mis."

"The legends of all remote ages offer to our view dragons, monsters, evil-spirits, and giants, and princes whose chief glory consisted in fighting with, overcoming, and destroying them. We may compare the warlike pictures of ancient Persia to the triumph of Apollo over the serpent Python, to that of Theseus over the minotaur, that of Meleager over the wild boar of Calydon, or those of Hercules over the Hydra of Lerna and the centaur Nessus.

"The Shah Nameh, interesting in itself, would be still more so if it developed with greater clearness the progressive steps of the formation of the ancient Peshdadian monarchy; but the carelessness of the poet on this head is carried still farther with respect to whatever concerns the great vassals of that empire, such as the princes of India, Chaldea, Armenia, Iberia, Colchis, Mesopotamia, Asia Minor, Syria, Egypt, and Arabia, and on the political relations between the sovereign and his feudatories, the Shah Nameh touches but slightly. It is the same with regard to constitution of Ancient Persia, its laws, its public worship, its military state, its finances, its customs, and its manners; but although Firdousi has only noticed the most remarkable historical facts, he has, in tracing these, occasionally thrown considerable light on each of those curious and interesting subjects."

*N.B.*—The above extract is introduced in this Book as it is likely to interest the readers being taken from a work so rare as Marie Graham's Journal of a residence in India, the second edition of which was published so far back as 1813, a copy whereof was furnished to me by a friend of mine. There are not perhaps half a dozen copies of this book now extant in India.

E. R. G.

# ફીરદોસીનું શાહનામું—તેની ખુબીઓ ખામીઓ વગેરે.

પૂર્વના કાવ્યપણ સાહિત્ય કરતાં ફીરદોસીના શાહનામાએ વધુ વિખ્યાતી મેળવી છે, એ એક જાણીતી વાત છે. અસલની લગભગ દરેક ભાષામાં તેનો તરજુમો થયલો છે. અને તેમાંની સાહદતો તવારીખ નવેશો વારેઘડીએ ટાંકી બતાવે છે. અને હજ કરનારાઓ તેમજ વાર્તા કહેનારાઓ તેમજ આપણા કિર્તનકારો પણ એમના કિસ્સાઓ યોગ્ય પ્રસંગો ઉપર વખતો વખત રજુ કરે છે, તેજ દેખાડી આપે છે કે સદીઓ થઇ ગઇ છે છતાં પણ ફીરદોસીનું શાહનામું કેટલું બધું લોકપ્રિય છે. તેની મુખ્ય ખુબીઓમાંની એક તેની સુંદર સરલતા, અને ભાષાની સાદાઇ છે કે જેવી ઇરાનનાં ફીરદોસીની આગમજના યા તેની પછીના બીજા કોઇબી કવિએ કદીબી લખી નથી. ખરી રીતે તો જાણે ફીરદોસીએ એક ખાસ પોતાનીજ ભાષા ઉતપન કીધી હોય એમ છે, કે જે ભાષા તેની સરલતા, સાદાઇ અને મધુરતાને સબબે આ મહાન કાવ્યના વિષ્યને ઘણીજ સરસ રીતે બંધ બેસ્તી છે. શાહનામાંના શબ્દો સહેલા છે અને ફીરદોસીએ જેમ બને તેમ ફારસી શબ્દોજ વાપરવાની સંભાલ લીધી છે. અરબીક શબ્દોનું મિશ્ર શાહનામામાં મુદલ છેજ નહિ એમ નથી. ફીરદોસીએ આ મુજબ અરબીક શબ્દો કે જેને ફારસી ભાષાને વધુ ઉમદા બનાવવામાં આગેવાન ભાગ ભજવ્યો છે તે અંદર આમેજ કરીને સારી સમજ અને અભ્યાસ દેખાડયો છે, પણ

જ્યારેબી તેને એક ઘણા સેહલા જાણીતા અરબીક શબ્દને માટે કાંઇ નહી જણાયલો જુનોબી ફારસી શબ્દ મળી આવતો તો તે ફારસી શબ્દનેજ પોતાની પસંદગી આપતો હતો. આમ કરીને ફીરદોસીએ પોતાનો શબ્દકોષ લગાર મુશકેલ અને જુના ભુલાઇ ગયલા શબ્દોનો બનાવ્યો છે છતાં પણ એની ભાષા ખુલ્લે ખુલ્લી સંપુર્ણ રીતે સમજ પડે એવી સરલ છે. આ પ્રમાણેના પોતાનાજ શબ્દકોષનો ઉપ્યોગ બીજા કોઇબી ફારસી લેખકે કર્યો નથી, જોકે સાદી અને નીમાઝીએ શાહનામાનીજ ઘપની લાંબી કવિતાએ લખી છે; છતાં પણ ફીરદોસીના જેવોજ સાંકડો શબ્દકોષ વાપરવાની તેઓએ હિંમત કરી નથી, અને ઇનસાફને ખાતર આપણે કેહવું જોઇએ કે જોકે તેઓના લેખો તેઓની પોતાની રીતોમાં ઉમદા છે, છતાં પણ ફીરદોસીના લેખ સાથ તેની કદીબી સરખામણી થઇ શકે નહિ. વળી તેની મુખ્ય ખામીઓમાં ઘણીખરી તેજ ખામીઓ છે કે જે લગભગ દરેક વીરરસ કાવ્યોમા નજરે પડે છે, જ્યારે તેની ખુબીઓ તો ખાસ છે. શાહનામાંની અતી મોટી લંબાઇ કે જે વાંચનારને લગાર કંટાલા ભરેલી થઇ પડે છે તે ટુંકી કરી શકાતે એમ વગર શકે માની શકાએ છે. કારણ કે ઘણા એક વિચારો, લડાઇના તેમજ જગ્યાઓનો અહેવાલો, એકના એક ફરી અને ફરી રજુ કરવામાં આવ્યા છે અને જે લાંબા લચ વર્ણનો આપવામાં આવ્યાં છે તે ખચ્ચીતજ ટુંકમાં પણ તેટલાંજ અસરકારક રીતે આપી શકાતે. વલી જ્યારે મનરંજન ફકરાઓની જરૂર હતી તે વેલાએ તદન ફિક્કા રસકસ વગરના, લંબાણ ફકરાઓ આમેજ કરવામાં

આવ્યા છે અને વર્ણનો આપવામાં અતિશ્યોક્તિ તો હદ વગરની કરવામાં આવી છે: તેનો એકજ દાખલો અત્રે આપવાની લાલચ ડોબાવી શકાતી નથી. એક લડાઇનું વર્ણન કરતાં ફીરદોસી લખે છે કે "લશકરોની હિલચાલથી પૃથ્વી ધ્રુજી, તારાઓની ચાલમાં ફેરફાર થઇ ગયો, અને ગ્રહોની ચાલ સદંતતર ઉંધી વલી ગઇ, કતલ થએલાં માણસોનાં લોહીથી મોટી નદીઓ બની રહી" વગેરે. વળી કેટલાક અહેવાલો એવા છે કે જેની કેટલીક તવારીખી નજરે કિંમત હોઇ શકે નહિ. વળી આપણે જોઇ શકયે છીએ કે પેશદાદયન અને કયાનીયન વંશોના વર્ણનમાં તવારીખ કરતાં કવિતા વધુ છે, જ્યારે સાસાન્યન વંશનો અહેવાલ આપવામાં ફીરદોસીએ કવિતા કરતાં તવારીખ ઉપર વધુ લક્ષ દીધેલું છે. સામટી રીતે લેતાં ફીરદોસીની દ્રઢ ભાષા અને રચના દરેક રીતે શાહનામાનાં મોતેબર વિષ્યને તદન દરોબસ્ત છે. શાહનામાના જુદા જુદા કિસ્સાઓના જુસ્સાદાર વર્ણનો ખચીતજ મનન કરવા જોગ છે, અને આવી એક સરસ રીતે મઘેલી તવારીખનું આ યાદગાર વીરરસ પુસ્તક આપણા વચ્ચે મુકી ફીરદોસીએ ખરેજ આપણને ઘણાંજ આભારી કીધાં છે. વળી એક તવારીખ તરીકે જોતાં શાહનામાની કીંમત બેવડી થઇ પડે છે. શાહનામું એક મહાન વીરરસ કાવ્ય છે એટલુંજ નહિ પણ તે એક મહાન દેશ અને શહેનશાહતની તવારીખ પણ છે. આ રીતે તેની કિંમત અતિશ્ય મોટી થઇ પડે છે. તે અસલી ઇરાની શહેનશાહતની અને લોકોની તવારીખનો એક જબરદસ્ત મોટો ભંડાર છે, કે જેમાંથી

તે વેળાના લોકોના રેવાજો, રાહરીતીઓ, ધર્મની માન્યતાઓ, વગેરે દરેક બાબદોની આપણને માહીતી મળી શકે છે. શાહનામું પોતેજ એક પુસ્તકાલ્ય છે કે જેના પાનાઓમાં હજારો પુસ્તકો અને દંતકથાઓ કે જે હાલમાં હસ્તી ધરાવતાં નથી, તેનો સમાવેશ કરવામાં આવ્યો છે. આના સંબંધમાં આપણે યાદ રાખવું જોઇએ કે ફીરદોસી એક ઘણોજ પોતાના અંતકરણના અવાજ પ્રમાણે ચાલનારો હોવા સાથ ઘણોજ મેહનતુ અને પોતે જે સાહદતો, જે પુસ્તોકોના આધારે મેળવી શકયો હતો તેને વળગી રહીનેજ કામ લેનારો હતો, અને તેને મનનાં કંઇબી ધખારાઓને પોતાના લેખમાં સેજબી જગ્યા આપી નથી, પણ સખ્ત મહેનત અને શોધના પરિણામો ઉપરજ પોતાના લેખનો પાયો રચી, આપણને તેને કોઇ પણ પ્રકારે ખોટું યા ઉપજાવી કાઢેલું નહી ગણવાને સખ્ત આગ્રહ કર્યો છે. વળી પોતાની બાબદો તે કયાંથી મેળવી શકયો તેનો પણ આપણને તુબોતવીલ અહેવાલ આપે છે. અત્રે આપણે નોંધવું જોઇએ કે અસલના ઇરાની લોકોની અને શહેનશાહતની તવારીખ ભેગી કરીને રચવાની કોશેશ કાંઇ ફીરદોસીએજ પેહલવેહલી કીધી ન હતી. એ તવારીખને લગતી સઘળી વિગતો ફીરદોસી અને સુલતાન મહમદે ગઝનીના વખતની અગાઉના જુદા જુદા રાજ્ય કર્તાઓના વખતમાં ભેગી કરવામાં આવી હતી. ખુદ ઇરાની શહેનશાઓએ પોતેજ, તેમાં ખાસ કરીને સાસાનીયન વંશના પાદશાહઓએ પોતાને લગતી તવારીખ ભેગી કરીને જાળવી રાખવાની સંભાલ લીધી હતી. અને એ મુજબના ગ્રંથો નોશીરવાન,

ખુશરો પરવીઝ, અને યઝદેઝરદ શહેરયારના વખતમાં રચવામાં આવ્યા હતા. ઇરાની શહેનશાહતના છેલ્લા પાદશાહ યઝદેઝર્દના વખતમાં આ સઘળા ગ્રંથો દાનેશવર દેહકાને ભેગા કરી પ્રગત કીધા હતા, અને તેનું નામ "ખુદાઈ નામા" અથવા "બાસ્તાન-નામા" આપ્યું હતું. આ "ખુદાઇ નામું" અથવા "બાસ્તાન-નામું" પહેલવી ભાષામાં લખ્યું હતું, અને તેની અંદર છેક શરૂઆતથી એટલે કે કૈયોમર્સથી તે ખુશરો પરવીઝના રાજ્ય સુધીની ઇરાનની તવારીખ આપવામાં આવી હતી, ઇ. સ. ૭૦૦ પછી જયારે આરબ લોકોએ ઇરાન ઉપર ચઢાઇ કરી તે જીતી લીધું તે વેળાએ બાદશાહી પુસ્તકાલ્યોનો નાશ થયો, અને આ પુસ્તક માટે વધુ કાંઇ પણ સંભળાયું નહિ. જ્યાં સુધી છેવટે એવું કહેવામાં આવે છે કે યાકુબ એબ્ને લેસફાના રાજ્ય અમલ વેળાએ તેનો ફારસીમાં તરજુમો કરવામાં આવ્યો, અને યઝદેઝર્દ શહેરયારને તે આપવામાં આવ્યું, વળી સામાનયનોના વખતમાં આ તવારીખ કવિતા રૂપે લખવાને માટે દકીકીને સોંપવામાં આવી પણ દકીકી એ કામ માત્ર થોડુંજ (આશરે હજાર બેતોજ) કરી શકેલો હોવાથી તે ગઝનીના સુલતાન મહમદના હાથમાં આવી પડ્યું, કે જે સુલતાન તેની આગમજ થઇ ગએલા કોઇપણ રાજ્ય-કર્ત્તા કરતાં અસલી ઇરાની તવારીખ સાંભળવાનો વધુ શોખ ધરાવતો હતો. આ મુજબ દેશના તેમજ સાહીત્યના શુભ નસીબે આ મોહન કાર્ય સુલતાન મહમદે ગઝની તરફથી ફીરદોસી જેવા

લાયક હાથમાં આવી પડયું કે જે તેને ખચ્ચીતજ વર્ષોની ભારે મહેનત પછી ઘણી ફતેહમંદીથી સરંનજામ પાર ઉતારયું.

———:o:———

# ઇરાનના મ્હાન પાદશાહ જમશેદ.

## તેની બાબતમાં સાધારણ રીતે કરવામાં આવતી તવારીખી ભુલો.

જમશેદ પાદશાહની બાબતમાં પ્હેલો સવાલ જે ઉભો થાય છે તે એ છે કે જમશેદ પાદશાહ એક ખરેખરો તવારીખી પુરૂષ હતો કે માત્ર એક કવિની કલ્પનાનો ખ્યાલ હતો. વિદ્વાન ફ્રેંચ પ્રોફેસર ડારમેસ્ટેટે જમશેદ, ઝોહાક અને ફરેદૂનને તવારીખી પુરૂષો તરીકે લેખતો નથી અને કલ્પિત ધારે છે. મહાન પેગંબર સ્પીતામાં જરથોસ્ત સાહેબને પણ એ વિદ્વાન એક કલ્પિત પુરૂષ ગણે છે પણ મેક્ષમુલર અને બીજા યુરોપના વિદ્વાનોએ સાબીત કરી આપ્યું છે કે ડાર્મેસ્ટેટેનો મત ખોટો છે અને પેગંબર જરથોસ્ત સાહેબ હૈયાતી ભોગવી ગયા હતા. જમશેદ પાદશાહની બાબતમાં ડારમેસ્ટેટેનો મત એટલોજ ખોટો છે. ખરી વાત છે કે જમશેદ ઝોહાક અને ફરેદૂનની જીંદગીના ખરા બનેલા બનાવો સાથે કવિઓએ અને બીજાઓએ ઘણી કલ્પિત વાત પણ ભેળી નાંખી છે છતાં એ પાદશાહોની હૈયાતી ના પાડી શકાય એમ નથી. અગર જો એ શહેનશાહો કલ્પિત હતે તો અવસ્તામાં તેઓને તેવાજ

ચીતારવામાં આવતે. દાખલા તરીકે અવસ્તામાં જણાવ્યું છે કે આદર યઝદે રોશનીને માટે ગનામીનો સાથે લડાઇ કરી હતી. અવસ્તામાં આદરને એક પાદશાહનો ઇલ્કાબ આપ્યો નથી પણ યઝદનો ઇલ્કાબ આપ્યો છે. વાસ્તે જો જમશેદ પાદશાહ કલ્પિત હતે તો તેને પણ પાદશાહ તરીકે નહિ પણ એક યઝદ તરીકે અવસ્તામાં ઓળખાવવામાં આવતે. એ ઉપરથી માલમ પડે છે કે ડારમેસ્ટેટેરનું અનુમાન ખોટુ છે, અને અવસ્તા પ્રમાણે જમશેદ એક ખરેખરો તવારીખી પુરૂષ હતો.

———:o:———

## જમશેદનો વંશ.

બીજો સવાલ જે ઉભો થાય છે તે એ છે કે જમશેદ કયાં વંશનો હતો? સાધારણ રીતે એને **પેશદાદીઅન** વંશનો ગણવામાં આવે છે પણ ઘણા એકનું માનવું છે કે એ પેસદાદીઅન વંશનો ન્હોતો પણ એક નવા વંશનો સ્થાપક હતો કે જે એના નામ ઉપરથી જમશેદી વંશ કહી શકાય. જમશેદ ત્હેમુરસ પછી ગાદી ઉપર આવ્યો હતો તેથી એને પેશદાદીઅન વંશનો ગણવામાં આવે છે, પણ ખરૂં જોતાં એ જમશેદી વંશનો સ્થાપક હતો. જો કે એવા નામના કોઇ પણ વંશને ઇરાનની તવારીખમાં ઓળખવામાં આવ્યું નથી. જમશેદ તહેમુરસનો દીકરો હતો કે ભાઇ હતો એ પણ એક તકરારી સવાલ છે. બુનદહેશ પ્રમાણે

જમશેદ વીવંઘાહાનનો પુત્ર અને તેહેમુરસનો ભાઇ હતો, પણ પ્રખ્યાત મુસલમીન તવારીખનવેશ મિરખુંદ કહે છે કે જમશેદ તેહેમુરસનો પુત્ર હતો. મિરખુંદના આ અનુમાનને આપણો જગપ્રસિદ્ધ શાયર ફિરદોસી પણ ટેકો આપે છે. વાસ્તે આપણે માની લઇશું કે જમશેદ તેહેમુરસનો પુત્ર હતો.

———:o:———

## જમશેદ નામના અનેક પાદશાહો.

'જમશેદ' પાદશાહની તવારીખમાંની એક બાબત પર ઘણું એક ગુંચવાય છે, અને તે એ છે કે, જ્યારે એક હાથપર જમશેદને ઘણોં ડાહયો અને હોશીઆર ચીતારવામાં આવ્યો છે, ત્યારે બીજા હાથપર એવું જણાવવામાં આવે છે કે જમશેદ પોતાની જીંદગીના પાછલા ભાગમાં ઘણો મગરૂર અને ગર્વિષ્ઠ બન્યો હતો, અને અહંકાર અને તકોબરી તેને પ્રાપ્ત કરી હતી, અને તે એટલે સુધી કે તે પોતેજ ખુદા છે એવુ માનતો તથા મનાવતો હતો. આ કંઇ ન બની શકે એવું નથી. એકજ માણસમાં જીંદગીના જુદા જુદા ભાગમાં ગુણોમાં ફેરફાર હોઇ શકે છે. અકબર પાદશાહનો દાખલો મોજુદ છે. એ પાદશાહ જો કે ડાહયો અને શ્યાણો હતો તોપણ પોતાની જીંદગીના પાછલા ભાગમાં ગર્વિષ્ઠ થયો હતો, અને "દીને ઇલાહી" નામનો નવો ધર્મ ઉભો કીધો હતો અને ખુદા હોવાનો દાવો કરતો હતો, પણ હવે સવાલ એ છે કે

જમશેદની બાબતમાં પણ તેમજ હતું કે ? ઘણાએક તવારીખ-નવેશો એમ નથી ધારતા. તેઓનું એમ માનવું છે કે, જમશેદ નામના એક નહિં પણ અનેક પાદશાહો થઇ ગયા હતા, અને તેઓમાંનો એક જે જમશેદી વંશનો સ્થાપક હતો તે ભલો અને ડાહયો હતો, અને બીજો કે જેના વખતમાં વંશનો નાશ થયો હતો, તે બુરો અને ગવિંષ્ઠ હતો. ઉપલા અનુમાનને આ વાતથી ટેકો મળે છે, કે જમશેદ પાદશાહ, જે આજથી ૬૨૫૯ વર્ષ ઉપર યાને ક્રાઇસ્ટના જન્મની ૪૩૪૦ વર્ષ અગાઉ થઇ ગયો હતો, અને માનવામાં આવે છે કે તે પાદશાહનું રાજ્ય એક હજાર વર્ષ ચાલ્યું હતું, કે જેમ અવસ્તામાં પણ જણાવવામાં આવે છે. હવે કોઇ પણ માણસ એક હજાર વર્ષ જીવી શકે એ હસવા સરખું છે. અલબત, બુન દહેશ પ્રમાણે જમશેદે ૭૧૬ વર્ષ રાજ્ય કીધું હતું, જેમાનાં ૧૦૦ વર્ષ તેને જંગલોમાં રખડવામાં કાઢયાં હતાં. ફિરદોશી પ્રમાણે જમશેદે ૭૦૦ વર્ષ રાજ્ય કીધું હતું, પરંતુ ૭૦૦ વર્ષનું જીવન એક મનુષ્યનું હોઈ શકે એમ માનવું કેવળ અશકય છે. માટે જે સત્ય અનુમાન નીકળી શકે તે એજ છે કે "જમશેદી વંશે" અને નહિ કે જમશેદે એક હજાર વર્ષ રાજ્ય કીધું હતું, અને ઇરાનની તવારીખમાં જમશેદ નામના અનેક પાદશાહો થઇ જવા જોઇએ. વંશના સઘળા રાજાઓનો ભેગો અમલ એક હજાર વર્ષ ચાલ્યો હોય, જેમ ઇંગલંડમાં 'Henry' નામના આઠ રાજાઓ રાજ કરી ગયા છે, 'Edward' નામના સાત રાજાઓ રાજ્ય કરી ગયા છે, અને 'George' નામના ચાર રાજાઓ રાજ્ય કરી

ગયા છે, અને હાલમાં પાંચમા ગાદી ઉપર છે. બીજું દ્રષ્ટાંત, યુરોપના વડા ધર્મગુરૂ જેને 'Pope' કહેવામાં આવે છે તેનું છે. સંખ્યાબંધ પોપ થઇ ગયા છે. પહેલો પોપ બારમી સદીમાં નીમાયો હતો અને હાલમાં વીસમી સદી ચાલે છે ત્યારે એમ કહેવું કે પોપે ૮૦૦ વર્ષ રાજ્ય કીધું અને જમશેદે ૧૦૦૦ વર્ષ રાજ્ય કીધું, એમ કહેવા બરાબર છે. ઉપલા બે દાખલાઓ કરતાં પણ વધારે અસરકારક દાખલો આપણી કોમના વડા અકાબર સર જમશેદજીનો છે. જમશેદજી એ અસલ બાટલીવાળા ખાનદાનના સ્થાપકનું નામ હતું, પણ પાછળથી "સર જમશેદજી" એ એક નામ નહિં પણ ઇલકાબ થઇ પડયો. દાખલા તરીખે બીજા જમશેદજીનું ખરૂં નામ ખરશેદજી હતું, ત્રીજાનું માણેકજી, ચોથાનું કાવસજી. એ ઉપરથી માલમ પડશે કે પાંચ માણસો સર જમશેદજીના નામથી ઓળખાયા, જો કે તેઓનાં ખરાં નામ તો જુદાં જુદાં હતાં. તેજ પ્રમાણે જમશેદ પાદશાહ નામના એક નહિં પણ અનેક પાદશાહો થઇ ગયલા હોવા જોઇએ, કે જેઓના રાજ્યના અમલની જુદી જુદી મુદતોનો ભેગો સરવાળો એક હજાર વર્ષનો થયો હતો. આ અનુમાનને એક બીજી બાબતથી પણ ટેકો મળે છે અને તે એ છે કે એટલા બધા સુધારાઓ જમશેદ પાદશાહનાં વખતમાં થએલા કહેવામાં આવે છે કે તે સઘળા સુધારાઓ એકજ પાદશાહના અમલ દરમીઆન કદી પણ થઇ શકેજ નહિ. પણ આખા વંશના સઘળા પાદશાહોના રાજ્યની આખી મુદત દરમ્યાન થઇ શકે.

# જમશેદના સુધારાઓ.

ફીરદોસીના કહેવા મુજબ જમશેદ પાદશાહ ઘણો જ્ઞાની અને દૂરંદેશ હતો અને તેના રાજ્યમાં ઘણાએક સુધારા થયા હતા. તે હુન્નર ઉદ્યોગને ચહાતો હતો અને પાદશાહ તરીકે તેની ખીલવણીને ટેકો આપતો હતો. તેના જમાનામાં પોલાદના હથીઆર પહેલવહેલાં બનાવવામાં આવ્યાં હતાં, તે ઉપરાંત કાપડ વણવાનો હુન્નર પણ તેનાજ વખતમાં પહેલવહેલો જણાયલો હતો અને રેશમી કાપડ તેનાજ વખતમાં પહેલું બનાવવામાં આવ્યું હતું. વળી ખેતીવાડી અને બાગ બગીચાનો એ ઘણો શોખીન હતો, અને પાદશાહ તરીકે ઉજ્જડ જમીનો પર ખેતી કરાવી તેને ફળદ્રુપ બનાવવાની તે પોતાની ફરજો સમજતો હતો. ખેતી વાડીથી તેના રાજ્યમાં આબાદી વધી હતી. વદીદાદમાં પણ કહેવામાં આવ્યું છે કે જમશેદ પાદશાહને ખેતીવાડી ઘણી પસંદ હતી. જમશેદે આ બધું કરવા ઉપરાંત નદીઓ અને દરીઆઓ ઉપર મુસાફરી કરવાને વહાણો પણ બનાવ્યાં હતાં. દરીઆના તળીઆમાંથી મોતી કહાડવાનો હુન્નર પણ જમશેદના વખતમાં પહેલો જણાયલો હતો. દારૂ પણ પહેલવહેલો જમશેદના જમાનામાંજ બનાવવામાં આવ્યો હતો. વનસ્પતીમાંથી ઓષદો બનાવવાના પ્રયોગો પહેલવહેલાં જમશેદ પાદશાહના વખતમાંજ કરવામાં આવ્યા હતાં, આટલા બધા સુધારાઓ એક પાદશાહના વખતમાં થઇ શકે નહી માટે જે તવારીખ નવેશોએ જે એવું અનુમાન કહાડયું છે કે જમશેદ નામના

અનેક પાદશાહો થઇ ગયા હતા, જેઓમાં વંશનો સ્થાપક મહાન જાહોજલાલીવાળો પાદશાહ હતો, જ્યારે છેલ્લો જમશેદ પાદશાહ મગરૂર અને ગર્વિષ્ટ હતો, અને પોતાની મગરૂરીને પરીણામે નાશ પામ્યો હતો, તેઓ પોતાના અનુમાનમાં ખરા હોય એમ લાગે છે.

———:o———

## કેટલીક સાધારણ ભૂલો.

જમશેદ પાદશાહની બાબતમાં કેટલીએક ભુલો ઘણી સાધારણ છે. એવું કહેવામાં આવે છે કે જમશેદ પાદશાહે કીધેલા સુધારાઓમાં એક એ હતો કે તેને પોતાની રૈયતને ચાર વિભાગમાં વહેંચી નાંખી હતી. આ વાત સામાન્ય રીતે માનવામાં આવે છે, પણ 'ગાથા' માં એ વિષે કંઇ પણ ઇસારો નથી. અને પ્રખ્યાત જર્મન વિદ્વાન ડૉ. ગાઇગર જેના "Civilization of the Eastern Iranians" નો ઇંગ્રેજી તરજુમો શમશુલ ઓલમાં દસ્તુર દારાબે કીધો છે તે કહે છે કે પેગમ્બર જરથોસ્તના જમાના સુધી તો ચાર તોલાની હસ્તી માલમ પડતી નથી. વાસ્તે અસલી ઇરાનીઓને જમશેદે ચાર તોલામાં વહેંચી નાંખ્યાં હતાં એ વાત કલ્પિત હોવી જોઇએ. જમશેદે જે ચાર વિભાગો કીધેલા કહેવામાં આવે છે તે આ પ્રમાણે છે:—(૧) અથોરનાન એટલે ધર્મગુરૂઓ (૨) રથેસ્તારાન, એટલે પાદશાહો, પહેલવાનો અને સીપાઇઓ, (૩) વાસ્ત્રીઓસાન એટલે, ખેડુતો. (૪) હુતોખશાન એટલે વ્યાપાર

ધંધો કરનારાઓ. "આઇને દીને બેહે માંઝદીઅસનાન"નો લખનાર કહે છે કે આ વાત તદ્દન ખોટી છે. જમશેદ પાદશાહે ઇરાનીઓના ચાર ભાગ કીધા હતા નહી, પણ જરથોસ્ત પેગમ્બર સાહેબે ઇરાની-ઓને ત્રણ ભાગમાં વહેંચી નાખ્યાં હતા. અથોરનાન, રથેસ્તાર, અને વાસ્તરીઓસ. પોતાના મતના ટેકામાં ઉપલો લેખક વિસ્તા-સ્પ નુસ્કની પરગરદ ત્રીજીમાં આવેલો ફકરો ટાંકી બતાવે છે. કોઇ પણ રીતે આ વાત ઘણી શકમંદ છે, કે જમશેદ પાદશાહે ઇરાની-ઓના ચાર વિભાગ કીધા હતા, અને ડૉ. ગાઇગર જેવો વિદ્વાન જરમન પ્રોફેસર આ વાત માનવાને ના પાડે છે.

———:o:———

# જમશેદ એક પેગંબર?

ઉપલાં કરતાં પણ એક વધારે ગંભીર પ્રકારની ભૂલ એ કર-વામાં આવે છે કે જમશેદ પાદશાહને એક પેગંબર તરીકે ઓળખા-વવામાં આવે છે. આ વાત પણ ઘણી શકમંદ છે. ખરી વાત છે કે પહેલ્વી અને ફારસી પુસ્તકો પ્રમાણે એમ માનવામાં આવે છે કે જમશેદે ઘણાંક અસલી આર્યનોને માઝદીઅસની દીન શીખવી હતી અને તેઓને પવિત્ર સદરે કસ્તી પહેરાવી હતી, અને માઝદી-અસનાન બનાવ્યા હતા. દસાતીરમાં જમશેદ પાદશાહને એક મોટા પેગંબરની ઉપમા આપી છે. અને તેને ખોદાઇ નૂર અથવા ખોરેહ ધરાવતો ચીતારવામાં આવ્યો છે. આટલું છતાં જમશેદ પાદશાહ

એક પેગંબર હતો અને તેને માઝદીઅસની ધર્મ સ્થાપ્યો અથવા ફેલાવ્યો હતો એ વાત કેટલાક વિદ્વાનો કબુલ રાખતા નથી. તેઓનું કહેવું એવું છે કે પાક અવસ્તા કલામો એ વાતને ટેકો આપતા નથી.

અલબત્ત જમશેદે દુનીઆમાં સૌથી સારી અને ઉમદા રીતે પાદશાહી ચલાવી હતી. અને પોતાની રાજ્યધાનીના શહેરને ફળદ્રુપ કીધું હતું અને પોતાની પ્રજાને સંપૂર્ણ સુખમાં રાખી હતી, પણ તે એક પેગંબર હતો એમ પુરવાર થયું નથી. અને કેટલાએક ઉત્સાહી જરથોસ્તી ગૃહસ્થો આગળ વધીને કહે છે કે જમશેદે માઝદીઅસનાન ધર્મ જેરૂસેલમમાં સ્થાપ્યો હતો, વાસ્તે તે શહેરમાં તેના નામનો કિર્તીસ્થંભ ઉભો કરવો જોઇએ ત્યારે ખરેખર એ જરથોસ્તીઓ અવધીજ કરે છે. એ સાહેબો કયા તવારીખી સિદ્ધાંતોથી પોતાનું અનુમાન ખરૂં પાડવા માંગે છે તે માલમ પડતું નથી.

——:o:——

## જમશેદ અને પાઇથાગોરાસ.

એક ત્રીજી ભુલ જમશેદના બાબમાં સામાન્ય રીતે કરવામાં આવે છે તે **ગાયનના હુન્નરને** લગતી છે, અને તે પ્રખ્યાત મુસલમીન તવારીખનવેશ મીરખુંદે કીધેલી ભૂલનું પરીણામ છે. મીરખુંદ જણાવે છે કે જમશેદની દરબારમાં યુનાની ફીલસુફ પાઇથાગોરાસ આવ્યો હતો અને તેણે જમશેદ પાદશાહની આગળ **ગાયનનો હુન્નર**

જાહેર કીધો હતો. મીરખુંદ ભૂલ કરતો હોય એમ લાગે છે. કારણ કે પાઇથેગોરાસ જમશેદ પછી બહુજ પાછલા વખતમાં થઇ ગયો હતો, માટે તે જમશેદ પાદશાહની દરબારમાં હાજર થઇ શકેજ નહીં.

———:o:———

## "તખ્તે જમશેદ."

ઉપલી ત્રણ ભૂલો કરતાં પણ વધારે સાધારણ ભૂલ તખ્તે જમશેદની બાબતમાં કરવામાં આવે છે. સઘળા મુસલમીન તવારીખ નવેશો જણાવે છે કે જમશેદ પાદશાહ પોતાનું પાયતખ્ત સેઇસ્તાન ખાતેથી પારસ લઇ ગયો હતો અને ત્યાં એક જબરા મહેલનો પાયો નાંખ્યો હતો, જે ૪૨ માઇલ લાંબો હતો, અને તખ્તે જમશેદના નામથી ઓળખાતો હતો. આતો એક ખરી બીના છે કે તખ્તે જમશેદ નામનો મહેલ અસલી ઇરાની પાદશાહોની જાહોજલાલીના એક પુરાવા તરીકે લેખાતો હતો અને આજે પણ તેના ખંડીએરો યુરોપીઅન મુસાફરને હેરત પમાડે છે. પણ યુરોપીઅન વિદ્વાનોએ કરેલી છેલ્લામાં છેલ્લી શોધખોળો ઉપરથી પુરવાર થયું છે કે મુસલમાન તવારીખનવેશોએ ભુલ કરી હતી. આ મહેલ જમશેદ પાદશાહે બંધાવ્યો હતો નહી. અથવા તેના જમાનામાં બંધાયો હતો નહિ એમ છેલ્લામાં છેલ્લી શોધો પ્રમાણે ખાત્રીપૂર્વક રીતે બનાવી આપવામાં આવ્યું છે.

———:o:———

# "જમશેદી નવરોઝ."

પણ એક ગંજાવર મહેલ બાંધવા કરતાં વધારે યાદગાર અને કીર્તીવંત કામ જેહાન સરફરાઝ જમશેદ પાદશાહે કીધું હતું અને ને એ હતું કે એ પાદશાહે "જમશેદી નવરોઝ"નો તહેવાર સ્થાપ્યો હતો. થંડા મુલકોમાં વસંત રૂતુનું બેસવું ઘણું આવકાર દાયક થઇ પડે છે કારણ કે લોકો શીયાળાની થંડીથી કંટાળી ગયા હોય છે. ઇરાન દેશ અને ખાસ કરીને ઇરાનનો ઉત્તર ભાગ થંડો હોવાથી ત્યાંના લોકોને વસંત રૂતુના બેસવાથી ઘણો હર્ષ ઉપજે છે. આ ઉપરથી જમશેદ પાદશાહે ઠેરવ્યું કે વસંત રૂતુની શરૂઆતમાં એક મોટું જશન કરવું જેમાં સઘળા ગરીબ તેમજ તવંગર સામેલ થાય અને પરવરદેગારનો તેની ન્યામતોને માટે ઉપકાર માને. આ પ્રમાણે જે દિવસે પહેલું જશન કરવામાં આવ્યું તેને વરસની શરૂઆતનો દિવસ ગણ્યો. એ જશનનો દિવસ "જમશેદી નવરોઝ" ને નામે ઓળખાવા લાગ્યો. એ દિવસ આખી કુદરતની વર્ષગાંઠનો દિન કહેવાઇ શકાય કેમકે એ દિવસે સુર્ય પોતાનો એક ચક્રાવો પુરો કરી પહેલા અથવા મેશ રાસીના બુરજ (Aries)માં દાખલ થઇ બીજો ચક્રાવો શરૂ કરે છે. એ તહેવાર ઇરાનમાં ઘણી ધામધુમથી પાળવામાં આવે છે, અને હિંદમાં પણ પારસીઓ તેને એક અગત્યનો તહેવાર ગણે છે, અને બીજી કોમો પણ તેને માન આપે છે.

:o:

## "જમશેદ અને સુલેમાન."

જમશેદ આ પ્રમાણે એક મોટો જાહોજલાલી ભર્યો પાદશાહ હતો. તે ઉપરથી એક ભૂલ તવારીખમાં ઉભી થાય છે જે ઉપર ધ્યાન ખેંચવાની જરૂર છે. તે ભૂલ પારસીઓના જમશેદ પાદશાહને યાહુદીઓના સુલેમાન પાદશાહ સાથે ભેળી નાખવાને લગતી છે. જમશેદ અને સુલેમાન એકજ પુરૂષ નહી હતાં. મીરખુંદે સારી રીતે બતાવી આપ્યું છે કે જમશેદ તેજ સુલેમાન એમ કહેવું ખોટું છે કારણ કે એ બેઉ પાદશાહોના જમાના જુદા હતા. ઉપર દર્શાવેલી ભૂલનું કારણ દેખીતું છે, અને તે એજ કે બેઉ પાદશાહો એક સરખી રીતે જાહોજલાલી ભરેલા ને એક સરખી રીતે જ્ઞાની અને ડાહયા હતા.

:o:

## "જમશેદનો કહેવાતો અહંકાર."

મીરખુંદ જમશેદના અહંકારના સંબંધમાં લખે છે કે તે પોતેજ ખુદા છે એવો અભીમાની વિચાર ધરાવીને અને ખુદાને ઘટતું માન પોતાને આપવાને પોતાની પ્રજાને ફરમાવીને તેણે પોતાની મુર્તીઓ બનવાવી, અને રાજ્યના સઘળા ભાગોમાં મોકલી આપી અને ત્યાંની રૈયતને ફરમાવ્યું કે તેઓએ તેની પૂંજા કરવી. જયાં લગી જમશેદે નારાસ્તીનો માર્ગ અખત્યાર કીધો હતો નહિં અને પોતાને ખોદા તરીકે ઓળખવ્યો હતો નહીં, ત્યાં લગી તેના રાજ્યમાં આબા-

દાની હતી. પણ જે દિવસથી જમશેદે ખુદામાં વિશ્વાસ તજી દીધો અને પોતાનમાંજ વિશ્વાસ રાખવા લાગ્યો ત્યારથી તેની પડતી થઇ એમ કહેવામાં આવે છે. એક વખતે તેના દેશમાં એક મોટી રેલ આવી હતી અને તેના દુશ્મન ઝોહાકના હાથે એક મોટી હાર ખાધી. આખરે તે દેશ નાશ પામ્યો હતો. આ વાત કેટલે દરજ્જે ખરી માનવી એ એક મોટો સવાલ છે કારણ કે જમશેદ નામના અનેક પાદશાહો થઈ ગયા હતા, એ સિદ્ધાંત જો આપણે માનીએ તો બનવા જોગ છે કે જે જમશેદ પાદશાહના ડહાપણ અને જાહોજલાલીના વખાણ કરવામાં આવે છે અને જેના અહંકાર અને કરૂણાજનક અંત ઉપર ખેદ દર્શાવવામાં આવે છે તે જમશેદ નામના જુદા પાદશાહો હોવા જોઇએ.

———:o:———

## જમશેદના રાજ્યમાં રેલ.

વંદીદાદમાં કહયું છે કે જમશેદ પાદશાહને એવી આગાહી થઇ હતી કે તેના દેશમાં એક મોટી રેલ આવશે. આ રેલમાંથી કેમ બચવું તેની સમજણ જમશેદને દાદાર અહુરમઝદે આપી હતી. જમશેદ એક ગુફામાં જઈ રહયો હતો. આ રેલની આફતમાંથી બચવાનો અહેવાલ બાઇબલમાં વર્ણવેલા યાહુદીઓના અહેવાલને મળતો આવે છે. યાહુદીઓના "નોહાના આર્ક" નો અહેવાલ જમશેદના ગુફના વર્ણન સાથે સારી રીતે સરખાવી શકાશે. યાહુદીઓના અહેવાલ પ્રમાણે માણસોને અને ઝાડપાનોને નોહાના આર્ક કે જે એક

મોટું વહાણ હતું તેમાં બચાવવામાં આવ્યાં હતાં; જ્યારે જમશેદના વખતમાં માણસોનો બચાવ ગુફામાં ભરાઇ રહેવાથી થયો હતો.

———:o:———

## જમશેદનો કરૂણાજનક અંત.

જમશેદના અંત વિષે તવારીખ નવેશોમાં ઘણો મોટો મતભેદ છે અને જુદા જુદા અહેવાલો રજુ થાય છે. (૧) પહેલો અહેવાલ એવો છે કે બેબીલોનીઆનો પાદશાહ ઝરડહાક કે જે સાધારણ રીતે ઝોહાકના નામે ઓળખાય છે તેને જમશેદને લડાઇમાં હરાવ્યો અને "પડતી પર પચાશ" એ કહેવત પ્રમાણે જમશેદના મિત્રો ઝોહાકને જઇ મળ્યા જેઓમાં એક તો તેનો પોતાનો ભાઇ સ્પીત્યુર હતો. જમશેદ ઝોહાકના હાથમાં કેદ પકડાયો અને સ્પીત્યુરે તેનું ખુન કીધું. (૨) બીજો હેવાલ હાફીજ "અબ્રુ" પ્રમાણે એવો છે કે જમશેદ પોતાની હાર પછી ખુદાને તાબે થયો અને એક પહાડના ગુફામાં જઇ રહ્યો અને કુદરતી રીતે મોતને શરણે થયો. ત્યાં સુધી તેને ગુફામાં ભાજીપાલા અને પાણી ઉપર નિર્વાહ કર્યો. (૩) ત્રીજો એહેવાલ એવો છે કે જમશેદ પોતાની હાર પછી જાબુલીસ્તાન નાસી ગયો અને ત્યાંના પાદશાહ કોરંગની બેટી સમનનાઝ સાથે છુપી રીતે લગ્ન કર્યાં. આથી કોરંગ ઘણો ગુસ્સે થયો અને તેને જમશેદને પકડી ઝોહાકને સોંપી દેવાનો વિચાર કર્યો પણ જમશેદ ન્હાસી ગયો, અને જ્યારે તે જંગલમાં ભટકતો હતો, ત્યારે એક દિવસે ઝોહાકના માણસોએ તેને પકડ્યો અને ઝોહાકે

તેને એ પાટીઆં વચ્ચે બાંધી જીવતો વહેરી નાંખ્યો. પોતાના વ્હાલા પતિને આ પ્રમાણે વહેરી નાંખેલો જોઇ સમનનાઝે ઝેર ખાઇ આપઘાત કર્યો.

———:o:———

# "જમશેદ પાદશાહની જીંદગી ઉપરથી લેવો જોઇતો બોધ."

જમશેદ નામના અનેક પાદશાહો ઇરાનમાં થઇ ગયા હતા એ અનુમાન જો ખોટું હોય તો આ જે જમશેદ પાદશાહ પોતાના ડહાપણ અને **જાહોજલાલી** માટે પ્રખ્યાત થયો હતો, તે જમશેદ પાદશાહ પોતાની પાછળી જીંદગીમાં ગર્વિષ્ટ બની ખુદા હોવાનો દાવો કરી આખરે પાછલી જીંદગીમાં નાશ પામ્યો તે વાત ખરી હોય તો એ પાદશાહના કરૂણાજનક અંત ઉપરથી આપણુ માણસ જાતને ઘણો બોધ લેવો ઘટીત છે. આપણુને જે પ્હેલો ધડો લેવાનો છે તે એ કે **માણસે ખુદા ઉપર સંપુર્ણ વિશ્વાસ રાખવો જોઇએ અને અંતઃકરણથી માનવું જોઇએ કે જે સઘળું દુનીઆમાં બને છે તે ખુદાના હોકમથીજ બને છે.** મહાન શેકસપીઅર બ્યાજબી રીતે કહી ગયો છે કે આપણા નસીબને ઘડનાર પરવરદેગાર છે, પછી આપણે ગમે તેવાં અવાતીયાં મારતાં હોઇએ." "There is a

Divinity that shapes our ends, roughen them how we will" ધર્મની એક મુખ્ય નેમ ખુદા ઉપર મજબુત વિશ્વાસ રાખવાની છે. જમશેદ પાદશાહની જીંદગી ઉપરથી જે બીજો પાઠ શીખવાનો મળે છે તે એ છે કે **માનવી પોતાના કામને માટે જવાબદાર છે અને દુનીયાંની સઘળી ગેરવ્યવસ્થા માણસના કામોથીજ થાય છે.** અવસ્તામાં જમશેદની બાબતમાં જણાવ્યું છે કે **માણસ પોતાના કામો માટે જવાબદાર છે અને દુનીયાંમાં જે જે આફતો વર્ષે છે તે ખુદા તરફની નથી પણ માણસના પોતાના કાર્યોનું પરિણામ છે.** ત્રીજો અને સર્વેથી અગત્યનો પાઠ જમશેદ પાદશાહની જીંદગી ઉપરથી લેવાનો છે તે એ છે કે **માણસ માત્ર એક ઓળા સમાન છે.** માટે માનવીએ, પછી તેની દોલત અને દરજ્જો ગમે તેવો હોય તો પણ, તકોબરી કરવી નહિ. શાહ જમશેદની તકોબરી વિષે વારંવાર બોલવામાં આવે છે પણ આપણામાં કયાં ઓછી તકોબરી છે? જમશેદ પાદશાહની દોલત અને દરજ્જા કરતાં એક લાખ ઘણી ઓછી દોલત અને દરજ્જો ધરાવનાર આપણા કેટલાક ભાઇ-ઓને જયારે આપણે ઉફણાઇ જતા જોઇએ છીએ ત્યારે આપણને ખરેખર તેઓના બેઅકલીપણા ઉપર અફસોસ છુટે છે. તેઓ ભૂલી જાય છે કે મહાન પાદશાહ જમશેદ કે જે હિરા જડીત તખ્ત ઉપર બેસી દુનીઆનો ઇન્સાફ કરતો હતો તે પોતાનું તાજ અને તખ્ત છોડી ચાલી ગયો; જર્મન શહેનશાહતનો માજી કૈસર જે

લાખો માણસોનું લશ્કર ધરાવતો હતો અને સેંકડો રાક્ષસી કદના દરીઆઇ લડાયક બારકસોનો માલીક હતો તે આજે એવાં હાલતમાં પડયો છે કે દુનીઆમાં થોડાજ માણસો એની હાલતની અદેખાઇ કરે, તો આપણા શેઠીઆઓ જે સ્હેજ દોલતના માલીક થતાં અહંકાર અને તકેબરીમાં ગરકાવ થઇ જાએ છે તેઓને પણ એક દિવસ પોતાની દોલત અને દરજ્જો છોડીં ચાલ્યા જવું પડશે. પ્રખ્યાત યુનાની કવી પીન્ડાર વ્યાજબી રીતે કહે છે કે "**માણસ પછી તે મોટો કે નાનો હોય, એક ઓળા અથવા એક સ્વપ્ના જેવો છે.**"

"What are we, great or lowly? Creatures of a day. Man's but a phantom dream."

---

## પ્રભુ પ્રાર્થના.

(હમીર-કલ્યાણ.)

ઓ રબ! સરજણહાર—
તું જગવાલા તું પિતુ માતા
તુંજ પર કૂલ આધાર—ઓ રબ.
સુરજ ચંદ્ર આતષ ને પાણી
પવન પ્રાણી નર—નાર

પૃથ્વી જળ પાતાળ ગગન ને
મ્હારો સઉ આધાર—ઓ.
તું પાળક તું તારક જગનો
તુંજ પર આશ અપાર
પળ પળ ખબર લેહતું નીશદીન
નમીએ વારંવાર—ઓ.

———:o:———

## પ્રથમ પ્રકાશ.

કાંઇપણ કામ આરંભવા પહેલાં યાને કે કાંઇપણ પુસ્તક યા લેખ શરૂ કરવા આગમજ તે પાક પરવરનું નામ મોંહપર લેવાનો અસલના પારસી લેખકોનો બલકે આપણા કદીમ ન્યાયાગાનો ચાલતો આવેલો રવૈયો છે તેને અનુસરીને નીચલી બેતો તે પાક પરવરદેગારની સીફતમાં તેના ચરણે મુકતાં ઘણી ખુશાલી ઉપજે છે. તે હોરમઝદ છે કે જે દુન્યાં અને તેની તમામ ચીજોનો પેદા કરનારો છે. અને જેને પૃથ્વી આકાશ સૂર્ય ચંદ્ર ગૃહો એ સર્વેને નુર બક્ષી પેદા કીધાં છે અને સર્વે પદાર્થ, પ્રાણી, કે હુનર ઉદયોગનો એકલો માલેક છે. તેનાથીજ સઘળું સુખ તેમજ દુખ છે અને સઘળાં દુખની દવા પણ તેજ છે. એવા મહાન કીરતારને જોવાને માટે હે માનવી! તું તારી આંખોને કષ્ટ ના આપ, કારણ કે તારી વિચાર શકિત પણ ત્યાં સેજબી પોંહચી શકવાની નથી. નામ તથાં

ઠામ વગરનો તે દાદાર જો કે દેખાતો નથી છતાં સઘળે દેખાય છે. હાજર નથી તો પણ હાજર છે. અને જો કે તેની હસ્તી હરજગ છે, છતાં પણ હરજગમાં તેની હસ્તી આપણાથી કળાતી નથી. તો તેને જોવાના ખોટા ખ્યાલમાં દોરવાવાના કરતાં તેની ભકિતમાંજ લીન થઇ તેની આરાધનામાંજ વિચાર શકિત રોક! જ્યારે તેની ઉમદા પેદાયશોથીજ તેની હસ્તી પુરવાર થાય છે તો પછી તાહરા મનમાંહે ચિંતા લાવવાની શી જરૂર છે? અને જ્યારે તેની મ્હાન હસ્તી માટે તાહરી ખાત્રી થઇ ચુકી છે તો પછી તેની આરાધનામાંજ અને તેની વખાણમાંજ ધુંટાવાથી બાઝ રેહવામાં તને શો ફાયદો છે? અક્કલ અને વાચા શકિત કે જેની તેને તને સર્વેથી કીંમતીમાં કીંમતી બક્ષેશ કીધી છે તે વડે તું તેને પીછાણ અને તેની હૈયાતીનોજ એકરાર જાવેદાન સુધી કર, તો તેમાંજ તને તાહરૂં સદાનું સુખ મલશે.

---:O:---

## પાક અહુરા.

## પાક દાદારની સ્તુતી.

નામ તથા ઠામ વગરનો તે પેદા કરનાર જેની ભકિતમાંજ માણસ માત્રનું સુખ સમાયલું છે તે વિષે.

અહુરાના નામે શરૂઆત કરૂં,
મોંહ પર તે કીરતારનું નામ ધરૂં.

તમામ ચીજોનો છે તે પરવરદેગાર,
બુલંદ આસમાનનો તે સરજનાર.
વલી રસ્તો નેકીનો દેખાડનાર,
કુલ આલમનો છે રેહનુમાં સરદાર.
પૃથ્વી ને આકાશ જેણે કીધાં,
સુર્ય ચંદ્ર ગૃહોને નુર દીધાં.
આ હુસ્તી ને નિસ્તીનો તે છે માલેક,
પદાર્થ ને પ્રાણીનો છે તે ખાલેક.
હુન્નર ને ઉદ્યોગ તેનાથીજ છે,
ઉદ્યોગની શક્તિ બક્ષનાર તે છે.
ને કાર્યોમાં તેની ભલાઈજ છે,
બધાં દુખોની તે દવાઈજ છે.
તેનાથી છે સઘળું આ સુખ અને દુખ,
ભક્તિથી તેની નહી જોશો ભુખ.
સંકટ અને સંતાપ તે કાપે છે,
આબાદી ને વયરાની તેજ આપે છે.
નિરાકાર તે પરવર નથી કાંઇ નામ,
છે સઘળે હાજર પણ નહિ તેનું ઠામ.
ન જુઓ તમો તેને આંખો વડે,
તો આંખો પર દુખો આવી કાં પડે.

મગજ શકિત ત્યાં પોંહચવાની નથી,
નહી તેનું કંઈ ઠામ જણાયું નથી.
અકલ અને આ આતમાનું પ્રમાણ,
માણસ કાજ છે તે ખુદાનુંજ કામ.
હૈયાતી નહિ માનવી જાણશે,
છતાં તેની હૈયાતી હરજગ વસે.
ખુદાની હસ્તી જ્યારે જાણો તમો !
શા માટે ફીકર મનમાં આણો તમો !
પુરાં એ વખાણો તેના કોણ કરે,
ઇનસાન તેની આરાધનામાંજ રહે.
અક્કલ આતમાં કે વાચા શકિતએ,
માણસ એ ખુદાને વખાણી શકે.
ખુદાની હૈયાતીનો એકરાર કરો,
નકામું તમો બોલવું છોડી દો.
ખુદાનો પુંજારી ખચ્ચીત તું થજે,
ખુદાઈ હુકમને તું તાબે થજે.
બુદ્ધીમાન બળવાન ને યઝદાન,
ખરાં જ્ઞાનથી ઘરડો થાય જવાન.

———:o:———

## નમનતાઈ વિષેનું ગાયનઃ

(રાગ-ઝીંઝોટી ગઝળ-તાલ-દાદરો.)

નમનતાઈથી મોટાઈ મેળવી શકાય છે,
નમનતાઈથી દુશમનાઇ દુર થઇ જાય છે.
માનો એ માનવી તમો ન કુદો અંહકારમાં,
ગર્વથી આ જહાનમાં શું મેળવી શકાય છે—નમન.
જુઠી માયા જુઠી કાયા જુઠો આ સંસાર છે,
જુઠી આ દુન્યાનાં લોક આખીર પસ્તાય છે.
તન ધન એ કાંઇ નથી પાણીનો રેલો છે,
નમ્રતાથી ગર્વ તજે તો આ ભવ તરાય છે.

———:o:———

## જમશેદ અને ઝોહાકનો કિસ્સો–

## ઇરાનના પાદશાહ જમશેદની પાયમાલીની શરૂઆત.

કીધો જ્યારે જમશેદે આવો ગર્વ,
ખલકત થઇ નાખુશ તેની સર્વ.
થઇ ગયો એકલો આ નામવર,
ગયા તેને તજી સઉ બહાદુર નર.

ત્રેવીસ સાલ સુધી તે છુટા થયા,
છોડી તેને સઘળાઓ નહાસી ગયા.
અહંકાર આમ જ્યારે તેણે કીધો,
અહુરાનો ભય તેણે છોડી દીધો.
હુકમ છે તે પરવરદેગારનો ખાસ,
પાદશાહ થઈ નમજે તું ખલકતની પાસ.
કરે છે અહુરાને જે ન.સીપાસ,
જીગરમાંહે થાયે છે સદા નીરાસ.
થયો દીન જમશેદનો જ્યારે સીહા,
થયો ગુમ તે રોશન ચેરાગી રાહ.
થયો ખુદાના કોપથી તે વાકેફ,
થયો ધાસ્તીથી જાતે ગુમ મુઆફેક.
નાખુશ પાક પરવર થયો તે ઉપર,
ઉપાય ના રહયો શાહના હાથ પર.
રડીને કીધો તેને હાય પશ્ચાતાપ,
કે આફત શું આવી એ મારારે બાપ!
ખુદાઇ નુર જાય છે મને છોડી બહાર,
બુરાઇમાં બસ હું થયો ગીરફતાર.

———:0:———

## સબુરી વિષેનું ગાયન.

(રાગ-માલકોશ)

પડે છે દુખો. માનવી તુંજ પર,
વરસ્તી વિપત્તી ત્હારા સર પર—પડે.
તે વેલા નથી સુઝતા કાંઇ ઉપાય,
નિરાશા ને ગમથી દબાઇ તું જાય.
સબુરી જો તે પળ તું ત્યાગ કરે,
ધીરજ ખોઈ દઈ અફ્સોસ કરે.
અહુરા તેમાં તને કેમ સહાય થાય,
ક્યાં સુધી તું કર્યો રહે હાય હાય!

## જુદા જુદા સરદારોની ઇરાન ઉપર ચઢાઇ અને એકમેક વચ્ચેની લડાઈ.

ઇરાન જંગ ભુમીમાં ઉઠયો પુકાર,
લડાઈ એક જાહેર થઈ ગમખ્વાર.
લડયા માહોમાહે તે સપેહસાલાર,
કરે જમશેદ હાય હાયના પુકાર.
નીકળ્યાં દેશેદેશથી જાહનપનાહ,
લાગ્યા કરવા ઇરાન પર તે નિગાહ.

કીધું તેણે લશકર તમામ એકઠું,
જમશેદની મેહરથી તે કીધું છુટું.
ઈરાનીઓ જોડાયા આરબની સાથ,
ઈરાન ભુમી આ મુજબ પામી માહુત.
આવી જ્યારે જમશેદની આવી કઝા,
ઈરાન પર ઉડી હુવે અરબી ધજા.

———:o:———

(રાગ—જીલ્લા ગઝલ.)

નસીબ દેવી રીસાય જ્યારે, સારૂં કદી થતું નથી,
બદબખ્ત માનવી બને છે જ્યારે કદર કોઇ બુજતું નથી—નસીબ.
રખડે તે હુયાં ત્યાં બુદ્ધિ વિનાશ કાળે તજી દઇ,
બુદ્ધિ સાથે જાય છે શુદ્ધિ સારૂં તેને સુઝતું નથી—ન.
એવી દશા સાથ તે બદબખ્તને સારૂં કેમ સુઝે કંઈ?
અહુરાની તે ભુલી જઈ યાદ કાંઇ કરી શકતો નથી—ન.

## ઇરાનનો પાદશાહ ઝોહાક કે જેના જેવો બુરો રાજ્યકર્તા દુન્યામાં પેદા પડયો નથી.

ઝોહાક નીકલી આવ્યો તેઓની સાથ,
ને લીધી ઇરાનની ગાદી ખુદ હાથ.

ઓહાકનું નામ તમને અજાણું નથી,
માવતરે જણ્યો એવો પૂત નથી.

અઝદાના રૂપનો તે એક પાદશાહ,
સેહતાનની તેના પર હતી તો પનાહ.

ફીતકાર પડએ તેના વિચારો ઉપર,
કે વરસાવી આફત તેને સરબસર.

ખોરાક તેનો હતો માણુસાઇ દેમાગ,
વળી રાખતો તે હતો એ તુમાખ.

તુમાખ કોઇનો ના રહયો ના રહે,
ઓ માનવી! તું દુન્યામાં કાં ગર્વ કરે.

જમશેદના જેવો થશે અંજામ સીહા,
જહાનથી તું થશે તો આખર ફના.

ઓહાક ત્રાસ વરસાવતો રે હતો,
આદમ જાતને તે ધુજાવતો હતો.

## નાપાક શયતાને પણ ગરૂરીનું કડવું ફળ ચાખ્યું છે.

હતો જ્યારે જમશેદનો બુરો બહુ હાલ,
ઝલકતો તે તારો હવે થયો કંગાળ.

ગરૂરીનું પરીણામ તેણે જોયું,
ખુદાઇ ખોરેહ હવે તેણે ખોહ્યું.

આથી જાણુજો તમો સૌ નરનાર,
જરૂર છોડજો તમો મગરૂરી યાર.
ગર્વ કોઇનો ન રહયો ન રેહશે,
ગર્વથી તું માનવી પાયમાલ થશે.
અઝાઝીલની બુદ્ધિ તે તરફ છે,
માટે ઓ માનવી તે છોડી દેજે.
ગરૂરી છે એક બુરી સંકટની જાળ,
ફસસે તેમાં તો તું થશે પાયમાલ.
ઝોહાક જેવો નાપાક તે એક શાહ,
ફાવ્યો તે જમશેદ ઉપર જહાંપનાહ.
દ્રષ્ટાંત આય એક કેવું પુરૂં પાડેચ,
કેમ ગરૂરી ઈનસાન ને મારી નાખેચ.

———:o:———

## અભિમાન વિષે ગાયન.

(રાગ પીલુ ઠુમ્રી.)

અભીમાન નકામું કરવું,
મદમસ્ત થઇને ફરવું કમોતે મરવું રે—અભીમાન.
નથી રહયો ને નહિ રેહશે જુલમ કદી આ જગમાં,
એક વખત એવો દેખાશે રેહશે લોહી ન રગમારે.—

શાહ સીકંદર સમાં પાદશાહ મદમાં મરી ગયા છે,
ખાલી હાથે આવ્યા તેવા ખાલી થઈ ગયા છે રે.—
ખુદા ઘરેથી જુલ્મ બિચારો ખાલી હાથ ગયો છે,
સાચાનો બેલી પરવર તે સહાયક તેને થયો છે રે.—

## ઇરાન ઉપરની ઝોહાકની હકુમત જે દરમ્યાન ઇરાન અને ઇરાનીઓ પાયમાલ થાય છે.

ઝોહાકની હકુમતના હજાર સાલ,
થયું તે દરમીયાન ઇરાન પાયમાલ.
દેવોની મુરાદો બધેબધ ફેલાઇ,
દાનાવોની હકુમત અરે ગુમ થઈ.
દરૂજો અને દેવ ઉભરાઇ ગયા,
જાદુ અને કૌતક ફેલાઈ રહયાં.
શેહરનાઝ ને અરનવાઝ ને કેદ કીધી,
ઝોહાકના હાથમાં તેમણે સોંપી દીધી.
બંને હવે તે ખુબસુરત નાર,
થઇ તે નાપાક ઝોહાકનો શીકાર.
તમામ દુન્યાં અઝદાએ તાબે કીધી,
બદી સર્વેને શીખવી તો દીધી.

બદી વીણુ બીજો કાંઇ ધંધો ન હતો,
બુરાઈમાં હરજન સામેલ હતો.
હંમેશા બે માણુસની થાતી કતલ,
હવે આવી તેની બરાબર અજલ.
તેઓમાંથી પકડાયો એક 'અરમાયલ,'
બીજો તે દુર અંદેશ 'કરમાયલ.'

———:o:———

## બે ભાઇઓ 'અરમાયલ' અને 'કરમાયલ'ની તદબીર અને તેનું પરીણામ.

બન્યું કે એ ભાઈઓ ત્યાં સામેલ થયા,
દરેક રીતની વાતોમાં મશગુલ રહયા.
ભેજાંના ખોરાકની એ બુરી રસમ,
અટકાવવા બંનેએ લીધા કસમ.
બાવરચી તરીકે માગી નોકરી,
ઝોહાકે કબુલાત આપી ખરી.
હંમેશ મુજબ જ્યારે આવ્યો તે વખત,
બન્યું બે જવાંમર્દોનું બદબખ્ત
જલ્લાદો-ત્યાં થઈ રહ્યા તૈયાર,
કરવા તે બંને જવાનને ઠાર.

બાવરચીઓએ કીધો એવો કસદ,
કે કરવાં બે ભેજાં શા માટે રદ.
બકરાંના ઠેમાગનું મિશ્ર કરવું,
ને રોજ એક માનવી છોડી દેવું.
આવી રીતે બચ્યાં દર માસ ત્રીસ જણ,
જે દરરોજ થાતાં હેરાન પરેશાન.

:o:

## ઝોહાક હંમેશા બુરૂંજ કરવાનો મનમાં નિશ્ચય કરે છે.

બુરા પાદશાહની હતી એક રીત,
કે બનતો તે જ્યારે બરે એક ચિત્ત.
ખોટું કામ કરવાનો કરતો વિચાર,
અમલ તેનો કરતો એ હરકોઈ વાર.
બુરા જણ ઝોહાકની ખાહેશ થતી,
તો તુર્ત એક શુરવીરની કતલ થતી.
નિર્દોષ કોઈ નારી સતાવતો હતો,
ને અબળા નાચારને કરમાવતો હતો.
વખત તેની પાયમાલીનો આવશે,
કુદરત તેને કુતકો નકી મારશે.

:o:

## ગાયન-નીતિ વિષે.

( રાગ- ભેરવી-ખેમતો. )

હરામી નજર કરનાર ફતેહ કેમ પામશે ?
એનો પાપી અમલ કેમ જામશે ?—હરામી.
નીતીમાં એ ફતેહની બીહક તો રખાય છે,
સાચાંઓ કોઇ વાર કડવાં ફળ ખાય છે,
તો પછી અનિતી કરનાર કેમ ફાવશે ?—હરામી.
ધિઃક પડો નર પર જે નારને રેજાડતાં,
બુરો હેવાન પાપી દોજખ સર ધારતાં,
ખોફ પડો ખુદાયનો પાપીના નામને—હરામી.

———:o:———

## ઝોહાકનું ફરીદુનને સ્વપનામાં જોવું અને તેથી ડરવું.

ખતમ સાઠ વરસ આ મુજબ થયાં,
ઝોહાકે તે દરમીયાન સ્વપના જોયાં.
કે પાદશાહી મેહલમાં આવતા હતા,
સવારો ત્રણ જંગી દેખાતા હતા.
બે મોટાની વચ્ચે એક નાનો હતો,
કદમાં સર્વના ઝાડ મીસાલ હતો.

કમરે તેણે ઝરરીન બાંધ્યો હતો,
પાદશાહી તોખમનો તે જુવાન હતો.
ગાયની સુરત જેવા એક ગોર્જ સાથે,
ઝોહાક જાય છે માર્યો તેને હાથે.
શરીરનું ચામડું ઉખેડતો હતો,
રસીથી હાથ તેના બાંધતો હતો.
લાવ્યો તેને દમાવંદના ડુંગર ઉપર,
ઝોહાક ધ્રુજવા લાગ્યો થર થર.
ઝોહાકે જોયું આ સ્વપનું જયાહરે,
જીગર ધાસ્તીથી ફાટ્યું ત્યાહરે.
કર્યો ઉંઘમાં તેણે મહોટો પોકાર,
રહ્યો મહેલ ધ્રુજી થયો હોહોકાર.

———:o:———

## અરનવાઝ ઝોહાકને સ્વપનાની તાસીર ઓલમાંઓથી જાણવા કહે છે.

### ગાયન—અરનવાઝની સીફત.

(રાગ—ઝીંઝોતી દાદરો)

અરનવાઝ હતી દુખયારીરે,
કુળવંત સગુણી નારી—અરનવાઝ.

ભાઇ જમશેદના પરાજય સાથે,
માર્યો જે ગયો ઝોહાકના હાથે,
સાચવી રાખી દીનદારી રે—કુળવંત.

સદગુણોથી ભરપુર તે હતી,
બુરાઈ શું તે જાણતી ન હતી,
દગા ફ્રતકાથી નીરાળી તે હતી,
જીંદગી કીધી અકારીરે—કુળવંત.

નમુનેદાર અરનવાઝ નારી
ગંભીર સાચી ને ગુણકારી
અંધકારમાં ઉજાસ દેનારી
નેકીની તે ઝારીરે—કુળવંત.

———o———

માહતાબના ચેહરાની અરનવાઝ,
જાગી ઉઠી સુણીને તેનો અવાઝ.
પુછયું તેણે કે અય પાદશાહ!
ક્યાં પાડયો તેં એક આવો પડઘા.
સુતો તું હતો ઘરમાં આરામથી,
શા માટે તું બીધો ખુદ જાનથી.
હુકમમાં છે તારા આ દુન્યા તમામ,
છે દેવો અને દરૂજો નેગેહબાન.

કીધો તેં કેમ શોર અરે એકદમ,
જાગી તું ઉઠયો કેમ બનીને નરમ.
ખુલાસો કરો મુજ આગળ કાંઈ.
જવાબ ઝોહાકે કાંઇ દીધો નહિ.
કહ્યું અરનવાઝે કે અય પાદશાહ!
ભેદ તાહરો કેહવાને ગુંચવાય છે કાં?
નહિ તારે કાંઈ બીક રાખવી.
સભા નજુમી અને મોબેદોની ભરી.
ખરો ભેદ બોલ તારો દાનાવો પાસ,
કે શોધે સચ્ચાઇ તેઓ કરી તલાસ.
કહે મોત તારૂં છે કોણ હાથથી.
દેવ પરી યા આદમની ઓલાદથી.
જાણતાં કરતું તુરત કાંઈ એલાજ,
વગર કારણે ના ડરીજા તું આજ.

---:o:---

## અરનવાઝના કહેવા મુજબ ઝોહાક દસ્તુરો અને મોબેદોને તાસીર પુછેછે.

### ગાયન-સ્વપનાની તાસીર પૂછવા વિષે.

(રાગ—જીલ્લા કાફી તાલ કવાલી)

બોલોરે બોલમાઓ કે આફત શું આવનારી છે,
ઝુકાવી સર કરો એકરાર દશા શી થનારી છે;

સ્વપનું આજે મેં જોયું બળ સઘળું ત્યારથીજ ખોહયું,
કે જલદીથી જાહેર કરો કે બીના શું બનનારી છે—બોલોરે.

આફત કેમ સહન કરીશ મોહતથી હું તો બહુજ ડરીશ,
શોધો એલાજ મારા દુખનો કે હાલત શું થનારી છે.

તાજો તખ્તનું શું થશે હવે તે કોને હાથ જશે,
કહી દો એ દસ્તુરો સૌ, કે દશા શી થનારી છે—બોલોરે.

---

પડી તો પસંદ પાદશાહને આ વાત,
અને આપી તેણે તેને જાહેરાત.
બોલાવ્યા તેણે સહવારના પોહરમાં,
દાનાઓ મોબેદો અને ઓલમાં.
ખ્વાબનું તેઓ સનમુખ કીધું વર્ણન,
કહ્યું વાકેફ કરો મને એકદમ.
શોધો કાંઇ એલાજ મુજ દુખનો,
બતાવો મને રસ્તો કાંઇ સુખનો.
જમાનાની બદ છે અગર નેક ચાલ,
જણાવો મને તેનો સઘળો હેવાલ.
ઝમાનો થશે કયારે મુજનો આખર,
તખ્ત તાજ સાંમે કોણ કસશે કમર?

કરો ભેદ ખુલ્લો એ સઘલો મોં પર,
યા ધરો ખુહારીમાં તમારાં સર.

———:o:———

## દસ્તુરો અને મોબેદોનું એકમેક સાથ તકરારમાં ઉતરવું અને તેઓમાનાં એક ઝીરકનું સઘળું કહી દેવું.

મોબેદોએ સાંભળ્યા જ્યારે આ બોલ,
કીધો તેઓએ એકેક સાથ તોલ.

થનારી હકીકત કહયે આપણ,
તો ખેંચશું પાદશાહની ખફગી તદન.

પરીણામ સાચાનું છે મુશકેલ,
જુઠુંબી કેહવું નથી કાંઈ સેહલ.

થયા ત્રણ દીવસ પણ બોલ્યું ન કોઇ,
ચોથે દીને ખોલ્યું મોંહ ઝોહાકે કાંઇ.

કે ચાહે તો કતલ થાઓ સુલીની સાથ,
યાતો કહો હોય જે બનનારી વાત.

મોબેદોએ જયારે સાંભલ્યા સુખન,
અક્કલ બસ તેઓની થઇ ગઇ મંદ.

પણ હતો તેઓમાં ઝીરક ચાલાક,
જે બોલ્યો તરત રાખી નહિ કાંઈ ધાક.

કહ્યું તેણે ઓ ગુમરાહ સરદાર!
મગજમાંથી કાઢ તું પવનને બાહાર.

મોત છે તારૂં હવે નક્કી તું જાણ,
બચવાની આશા રાખતો ના અજાંણ.

પોલાદના કિલ્લામાં પુરાયલો હોય,
તોપણ મોત તો તું નક્કીજ જોય.

ગમે એવો માને તું તો જોરેમંદ,
થશે એકદમ ખાક તારૂં બદન.

માર્યો તું જશે ફરીદુનને હાથ,
તખ્ત અને તાજ જશે તેની સાથ.

હજી તે જગતમા જનમ્યો નથી,
વખત ધાસ્તીનો તુંને આવ્યો નથી.

ઠરેલ માને પેટ તે લેશે જનમ,
થશે ઝાડ માફક ફળવંત વન.

ખરી મર્દીમાં આવશે જ્યાહરે,
તખ્ત અને તાજ શોધશે ત્યાહરે.

કદમાં તે થશે સીધાં સર્વ જેવો,
ગોર્જ તે પકડશે ગાયની સુરતનો.

મારશે તે ગોર્ઝ સર પર તાહરા,
મેહુલમાંથી લાવશે તને મોહુલ્લામાં.
મોહુલ્લામાંથી લઇ જશે દમાવંદ,
કિલ્લામાં ત્યાં તને કરશે તે બંધ.

ઉપલી સ્વપનાની તાસીર કહેવા બાદ તે દાના ઓરક નાપાક શાહ ઝોહાકના તખ્ત આગળથી ચાલી જાય છે જે બાદ બુરો ઝોહાક દીલતંગ થઇ તખ્ત ઉપરથી નીચે પડી બેહોશ થાએ છે. જયારે તે સુધ્ધીમાં આવે છે ત્યારે પાછો તખ્ત ઉપર બેસે છે અને તમામ દુન્યાની આસપાસ ફરીદુન વિષે જુસ્તેજ્વે કરે છે. એ દરમીયાન ફરીદુન જન્મ પામી એક સર્વના ઝાડ મીસાલ ઉછરી નીકલે છે અને કાવેહ લુહારની સરદારી અને **ગાવયાની ઝુનદા** હેઠલ પ્રજા તેને ગાયની સુરતનો ગોર્ઝ ભેટ કરી ઝોહાક સામે જંગમાં જીપલાવવા ઉત્તેજન આપે છે. ફરીદુન તેઓને ઘણીક મુબારક ઉમેદો આપી તમામ જહાનમાં ઇનસાફ ફેલાવાનું વચન આપી અઝદા ઝોહાકને ખાક નીચે નાખવાનો કસદ કરી યઝદાંનું નામ લઇ પોતાના બે ભાઇઓ કયાનુશ અને પુરમાહે સાથ ઝોહાક સામે જંગમાં જાય છે. અને તેમાં તેને હરાવે છે.

———:o:———

## ફરીદુન અને ઝોહાક વચ્ચેની લડાઇની શરૂઆત.

આફતાબે સર જયારે કાઢયું બહાર,
બાપના કીનાનો ફરીદુન તલબગાર.

એ ભાઇઓ કયાનુશ ને પુરમાયે સાથ,
પુર જોશ અને જોમથી ભીડવાને બાથ.
લશકર જોરાવર એક ભેગું કરી,
કાવેહ સાથ સઘળી મસલત કરી.
ઝોહાકના મેહુલને બસ ઘેરી લઈ,
તખ્ત અને તાજ તરફ દાખલ થઈ.
થયો જ્યારે જાહેર તે જહાનપનાહ,
ખબર થઈ તુર્ત ઝોહાકને ત્યાંહ.
કે લડાયક દેવોના લશકર સાથે.
ઝોહાક બહાર આવ્યો મજબુત હાથે.
ફરીદુનના લશકરને ખબર પડી.
કે જંગમાં ઝીપલાવ્યું તેણે તેજ ઘડી.

———:o:———

## ગાયન શાંન્તી અને તાબેદારી વિષે.

(રાગ-ખમાચ)

શાંન્તી સદાની થાએ એવું માનજો ફરમાન,
મુકી લડાઈ, ખયર ખ્વાહી કરવી જાવેદાન—
દાનાવોની દાનાઇ સખી દીલમાં કંઈ,
હુકમને તાબે થઈ કરો પુરો સઉ જે ફરમાન—

પડયો છે બંદ કેદમાં ઝોહાક જુલમી,
કરો ન ફીકર કંઇ, તમારો છે સલામત જાન—
માની છે મેં તહમારી વફાદારી જે ખરી,
સદાય બદલો આપશે, તે પાક યઝદાન—

—————:o:—————

## શેહરના સઘલાં લોક ફરીદુનની સફમાં જાય છે અને તેને પોતાનો સરદાર સ્વીકારે છે.

શેહરની રૈયત જે હતી લડાયક,
ગણીઓ ફરીદુનને સરદાર લાયક.
જુવાન કે બુઢ્ઢાઓ કંટાળી ગયા,
ફરીદુનના લશકરમાં સામેલ થયા.
પેહલવાની પોકારોથી પહાડો ધુજ્યા,
ને ઘોડાની નાળોથી ખડકો પુટયા.
ઉડયાં ધુળના વાદળાં ને ગોટે ગોટા,
થયા આતશ કદેહમાં અવાજો મોટા.
કે જાનવરબી અગર જો પાદશાહ થાય,
તો રૈયતથી તે સાંખી શકાય.

અઝદા ઝોહાકને હમો માંગતા નથી,
ગેતીએ ઝાલીમ એવો જોયો નથી.
કહી એમ સૌ લોક એકઠાં થયાં,
ફરીદુનની બાજુમાં આવી ગયાં.
આ જોઈ હસદથી છેડાયો ઝોહાક,
લશકરમાંથી મેહલ તરફ ખોંખારી હાક.
ઢાંકયું લોઢાંથી તેણે તમામ બદન,
કે ઓળખી ન શકે કોઈ તેને તદન.

———:o:———

## નાપાક ઝોહાકની પાદશાહી મેહલમાં આમદ અને ફરીદુન સાથનું હાથોહાથ જંગ.

એકાએક તે આવ્યો બુલંદ મેહલમાં,
લઈ સાહથ વાર લાંબી કમંદ હાથમાં.
કાળી આંખની શેહરનાઝને વાત કરતી જોઈ,
ફરીદુન સાથ તેને મસલતમાં જોઈ.
ઝોહાક ઉપર ફીટકાર તે નાખતી હતી,
છુટકારાનો દમ હવે મારતી હતી.
અદેખાઇએ ઝોહાકને ઘેરી લીધો,
સીધી કમંદ નાંખવા તેણે કસદ કીધો !

જાન કે જરની દરકાર વગર,
ઉતર્યો અગાસીમાંથી મેહલ અંદર.
ચુંગાલમાં તેની હતું ખંજર આબદાર,
પરીચેહરોના ખુનનો તે તલબગાર!
મયાનમાંથી કાઢયું ખંજર બહાર,
જમીન ઉપર જઇ ઉભો તે ઓસ્તવાર.
જમીન ઉપર જેવો પગ મુકયો,
કે ફરીદુન પવન મીસાલ આવી ચઢયો.
ગાવ્યાની ગોર્જ હાથમાં લીધો,
ઝોહાકની કોલાહનો ભુકો કીધો.

---

## ગાયન—નેકી અને બદી વિષે.

(રાગ—સીંધ ભેરવી ગઝલ.)

ફરેદુને ઝોહાક પાસે જઇ, પુછયો ભેદ બદીનો.
પાપમાં ગીરફતાર થઇ હવે જો ફેજ બદીનો—ફરીદુન.
નેકીનો રાહ તજી દીધો, બદીનો માર્ગ તેં લીધો,
શેતાનનો હાથ તું ધરી, નતીજો પામ્યો બદીનો—ફરીદુન.
હવે તું મોત નકકી જાણુ ખુદાને હુજીબી પીછાણુ,
ધાસ્તીથી થઇ જઈ હેરાન પીછો તું છોડ બદીનો—ફરીદુન.
સુનો તુમ સર્વ રંક કે રાય બદીનો માર્ગ જો તજાય,
અહુરા કાં નહિ ખુશ થાએ. તજો તમ માર્ગ બદીનો—ફરીદુન.

## સરોશ ઇઝદનું દાખલ થવું અને ફરીદુનને ઝોહાકને મારી નાખતાં અટકાવવું.

મુબારક સરોશ તરત થયો હાજર,
કહ્યું કે "એને હાલ ના માર નામવર.
આખેરી હજી એની આવી નથી,
વખત એના મોતનો હજી નક્કી નથી.
બાંધ એને તું એક પથર મીસાલ,
બે પાહડોની વચ્ચે તું એને અફાળ.
પાહડની વચ્ચે બાધવું સારૂં થશે,
સગાં કે વાહલાંથી એ દુર રેહશે."

---

### ગાયન—સરોશ ઇઝદની શીખ.

(રાગ દાદરો—જીલ્લા.)

માર ના ઉગાર ફરેદુન પાદશાહ તું,
માન આ સુખન તું સરોશ સીધી રાહ શું—
કરતુકો ફંદા તું એના ભોગવવા દે,
હજી અજલ આવી નથી એની નિગાહ શું—
કેદ કર તું એને લઈ દંમાવંદમાં,
કરણીના ફળ જુએ નજરથી કરમ રાહ શું—

---

ફરીદુને સાંભળી જ્યારે આ વાત,
સીંહુના ચામડાંની કમંદ લીધી હાથ.
કમર અને હાથ તેના બાંધ્યા એવા,
કે મસ્ત હાથીથીબી ન તુટે તેવા.
સોનેરી તખ્ત ઊપર બેઠો પછી,
નાલાયક રસમો દુર કીધી બધી.

———:o:———

## ફરીદુન અને તેની રૈયત વચ્ચેની વાતચીત.

હુકમ કીધો જાહેર તેને એક ખાસ,
કે "દાનાઓ ન કરો તમ લડવાની આશ
સઉ સઉના કામે જાઓ વળગી,
દુન્યાને કરો તમ ભયથી અળગી.
પડયોછ બંદમાં તે નાપાક ઝોહાક,
કે જેની હતી કુળ દુન્યાને ધાક.
જીંદગી તમ લાંબી ભોગવો ખુશાલ,
ખુશીથી વલગો તમે કામ ઊપર હાલ.
સાંભલી સૌએ આ પાદશાહના સુખન,
અર્પણ કર્યું સૌએ તન મન ધન.
સાંભળ્યું ખુશીથી તેનું ફરમાન,
કીધો જાન ફરીદુન ઉપર કુરબાન.

## ગાયન—લડાઇપર જવા વિષે.

(રાગ-અંગ્રેજી.)

છેંએ સઘળાં લડવા તત્પર,
લઇ નામ પરવરનું મુખ પર;
આ કયાની લોહી ફરે રગ રગ,
ઝીપલાવીશું સરવે જંગ પર—
તાબે તહમારે સૌ છઇએ,
સર આ તકે આપી દઇએ:
લડવા ચઢીએ, રણમાં મરીએ,
પાછા ના હઠીએ પણ ડગભર—

———o———

બદલો આપ્યો તેમને ફરીહુને નેક,
દુન્યામાં તેઓનો વધાર્યો ટેક.
નસીહત આપી દોઆઓ દીધી,
પ્રથમ તે કીરતારની સ્તુતી કીધી.
કહ્યું કે આ જગ્યાનો છું હું માલેક,
સીતારો છે તહમારો હવે ખાલેક.
પાક તે કીરતારે મોકલ્યો મને,
આલબુર્ઝથી છોડવવા તમને.
નાપાક તે ઝોહાકથી છુટકારો મળે,
દુન્યા તેની બદીથી મોકળી બને.

બક્ષીશ જ્યારે અહુરે કીધી મને,
તો નેકીનો માર્ગ મને લેવા ગમે.
તમામ સૃષ્ટી સંભાળવીછ મને,
તો એકજ ગમ કેમ રેહવાનું બને.
મામલો જો એવો ન મુજનો હતે,
તો થોડાકબી દીવસ હ્યાં ગુજારતે.

---

## ગાયન—ફરીદુન અને રૈયત વચ્ચે.

( રાગ—ભેરવી-દાદરો. )

રૈયત—

હુકમ હજાર લાખવાર અમે ઉડાવીએ
રૈયત તહમારી રાંકડી ફરજ બજાવીએ
અમારો શાહ નેક ફરેદુન કહાવીએ
અમારા રાહબરને આજ સર નમાવીએ.

### કોરસ.

અમારો પાદશાહ તું,
અમારો નેક રાહ તું,
અમે તહમારે શરણ ચરણ સીર ઝુકાવીએ—અમારા.

ઝોહાકી જુલ્મનો સદાય નાશ તો થશે
ભલે આ જીંદગાની કીંમતી કદી જશે
ન તાબે થઇશું શત્રુ ને જ્યાં લોહી ફડકશે
અમારૂં તન તહમારે ચરણ શાહી ઝુકશે—કોરસ.

સાખી.

ફેરેદુન—

વફાદારી બદલે દઉં વચન આજ
મલશે અદલ ઇનશાફ ને બનશે સુખીઉ રાજ
ખરી ખંતથી જો લડો, પરવર કરશે સહાય
અહુરમઝદનું નામ લ્હો દુઃખ દરદ સૌ જાય.—

---

## સઘળાં લશકરનું શેહરની બાહાર આવવું અને ઝોહાકને બંદીવાન લઇ ચાલવું.

સરદારોએ ચુમળી તેની જમીન,
દરગાહમાંથી અવાજ કીધા આફરીન.
ફરીદુનને સૌ લોક જોતાં હતાં,
નાપાક ઝોહાકને ફીતકારતાં હતાં.
બુરા તે શાહ માટે કરતાં પોકાર,
કે કમંદના બંદ સાથ લાવો બહાર.
શેહરમાંથી નીકળ્યું સઘળું લશકર,
ફાયદો સેહજ પણ મેળવ્યા વગર.
ખુહારીથી બાંધ્યો ઝોહાકને ઉંટપર,
કંગાળ્યતથી બાંધ્યું અરે તેનું સર.
ફરીદુન-લઈ ગયો શીરખાન તરફ,
પાહડમાં નાખ્યું સર તેનું ઉંધું તરત.

## સરોશ ઇઝદનું ફરી દાખલ થવું અને ઝોહાકને દમાવંદમાં બંધ કરવા ફરીદુનને કેહવું, અને ફરીદુનનું ઝોહાકને દમાવંદમાં બંધ કરવું.

મુબારક સરોશ નીકળી આવ્યો,
ફરીદુનનાં કાનમાં એક ભેદ કહ્યો.
"કે આ બંદીવાનને લઈ જા દમાવંદ,
એકલો જઈ કર ત્યાં તેને સખ્ત બંધ.
બીજા કોઇને લેતો ના સાથ તાહરી,
સીવાય જે કરે હંમેશ મદદ સારી."
લાવ્યો ઝોહાકને ફરીદુન દમાવંદ,
કીધો તે પાહડમાં તે અઝદાને બંધ.
તેને એશી સાથીથી છુટો કીધો,
દમાવંદમાં તેને નાંખી દીધો.
સાંકડી એક જગ્યા કરીને પસંદ,
ઝોહાક કેદ થઈ ત્યાં પડયો બંધ.
ખીલાઓ ભારી ત્યાં તો ઠોકી દીધા,
વળી હાથ પાહડ સાથ સીકડી લીધા.
રહયો તીંગાટો તે આ મુજબ,
છેવટ સુધી ખમવાને ભારી ગજબ!

## ગાયન-નાપાક ઝોહાકની પાયમાલી વિષે.

(રાગ-માંડ તાલ-ગઝલ.)

પાયમાલ ઝોહાક હવે થાય છે,
દીવસ બરગશ્તે તેનો થઈ જાય છે;
કીધી કાંઇએક આહોઝલાલી,
શુરવીરોના જીગરો જળાવી,
અબળાઓને પરેશાન બનાવી
પશ્ચાતાપ કરી તે રડે છે
પાયમાલ ઝોહાક હવે થાય છે.

શેર.

ઝોહાક તે પાયમાલ થયો
કરી જમશેદને માહાત
ગરૂર તે પાદશાહને,
આ ઝોહાકે નાપાક
તેના કરતુકનો બદલો તે જોય છે,
પાયામાલ ઝોહાક હવે થાય છે.

---

## ગાયન-ફરેદુનની ફતેહ વિષે.

(રાગ-અંગ્રેજી.)

ફતેહ આજ થઈ પુરી, ફડકે છે ધજા નુરી
દુશમનોની વેદના ગઈ હરી—

ગઈ પીડા ધન્ન તણી, જુલ્મ દાઝ દીલ તણી
નેકીની ફતેહ થઈ ખરે ખરી—

કોરસ.

જય જય જય પુકારીએ,
ફતેહના અવાજથી ભરી.
શોર આસમાનમાં–પાદશાહી માનમાં,
રાજ રૈયતોની લાજ રહી ખરી–

———:o:———

## આ દુન્યાની નાપાયદારી–શ્રીમંત કે ગરીબ, નાહના કે મોટાં, સૌ આખર મરવાનાજ.

છે આવો જ્યારે માનવનો અંજામ,
નેક અને બદ સૌ મરશેજ સરનજામ.
દોલત ને દમામ સર્વે છે નાપાયદાર,
સખુનજ તારા બસ રેહશે યાદગાર.
તેવા સખુનને તું હલકા ના ગણ,
કીંમત તું તેની કરજે કઠણ.
મુબારક ફરીદુન ફરેસ્તો નહતો,
કસ્તુરી કે અંબરનો બન્યો નહતો.
દાનસાફને સખાવતથીજ પામ્યો નેકી,
તું પણ એજ ગુણોથી પામશે નેકી.

બદીમાંથી છોડવી કીધી દુન્યાં પાક,
દમાવંદમાં કેદ કીધો ઝાલીમ ઝોહાક.
પોતાના પિતાનો કીનો જો લીધો,
દુન્યામાં ઈનસાફ ફેલાવી દીધો.
કમઅકલીઓથી દુન્યાને કીધી સાફ,
બુરાઓના હાથમાંથી કીધી તે પાક.
ઘાતકીને બદખસલતની એ દુન્યાં!
જીવાડનારને મારનાર તુંજ છે જ્યાં,
નઝર કર કે બુઢો ઝોહાક કયાં ગયો,
તેમજ બહાદુર ફરીદુન કયાં ગરક થયો?
પાંનસો વર્ષ કીધી પાદશાહી કંઇ,
આખર તેની જગ્યા તો ખાલીજ રહી!
ગયો તે પણ દુન્યાં બીજાને સોંપી,
ગમખ્વારી સીવાય લઇ ગયો ન કંઇ.
સઘળાંનો અંત છે આ દુન્યામાં એજ,
હોય નાનો યા મોટો નોકર યા શેઠ!

---

## ગાયન—નેકીની જય વિશે.

(રાગ-અંગ્રેજી)

નેકીનો અંતે છે નેક અંજામ,
નેક અને બદ મરશે તમામ;

દોલત દમામ, ઉલત આરામ,
કિંમત કરોડોની મુકીને નામ—
ફરેદુન કોઇ ફરેસ્તો ન હતો,
કસ્તુરી અંબરનો ડલ્લો ન હતો;
ઇનસાફ નેક, રાખતો ટેક,
રાયને રંક સૌ ગણતો સમાન—
પાપી બદી હતી ફેલાઇ રહી,
નાશ કીધો હણી દુશમન કંઇ;
નેકી ખાતર, લડયો જીવપર,
ઝાલીમ ને ફળ બતાવ્યું આ કામ—
કરતુક જેવાં કરે જન જેહ,
ફળ તેવું પામે અહીં બધું તેહ;
કરણી રૂડી, ભૂંડી ભલી,
અંતે છે જય નેકબખ્તની, આમીન !



| ઓ ઓ ઓ | ર અ અ | સ ર જ ન | હા આ ર |
|---|---|---|---|
| મ ગ રે | ગ રે સા | ની ધ સા | ની સા રે |
| × | | × ० ० | ० |

| તું જ ગ | વા આ લા | તું પી તું | મા આ તા |
|---|---|---|---|
| સા સા સા | સા રે સા | ધ ધ પ | ધ પ મ |
| | | ० ० ० | ० ० × ० |

| તુ જ પ | ર ફુ લ | આ આ આ | ધા આ ર |
|---|---|---|---|
| મ ગ રે | ગ પ મ | ગ રે સા | ની સા રે |
| × | × | | ० |

| સુ ર જ | ચં દ્ર આ | ત શ ને | પા આં ણી |
|---|---|---|---|
| સા સા સા | મ મ મ | મ મ મ | ગ પ મ |

| પ વ ન | પ્રા આં ણી | ન અ ર | ના આ ર |
|---|---|---|---|
| ગ રે ગ | પ પ મ | ગ રે ગ | ગ રે સા |

| પૃ થ વી | જ ળ પા | ના લ ગ | ગ ન ને |
|---|---|---|---|
| સા સા સા | સા રે સા | ધ ધ પ | ધ પ મ |
| | | ० ० ० | ० ० × ० |

| તા આ રો | સ અ ઉ | આ આ આ | ધા આ ર |
|---|---|---|---|
| ગ રે સા | ની રે સા | ની ધ સા | ની સા રે |
| | ० | × ० ० | ० |

(બીજાન અંતરો એજ માફક વગાડવો.)

અરનવાઝ હતી દુખીઆરી રે કુલવંત સગુણીઇનાઆરી<br>
પ રે રે રે રે  રે રે સા રે ગ  સા ની ની સા ગ  રે સા ની ધ પ<br>
० × ×० ×० × ×० ×० ०

ભાઇ જમશેદના પરાજય સાથે માર્યો જે ગયો ઓહાક હાથે<br>
ની રે ગ મ મ  રે ગ મ ગ રે  ની રે ગ મ મ  રે ગ મ ગ રે<br>
×० × × × × × × ×० × × × × × ×

સાચવી રાખી દીનદારી રે કુલવંત સગુણીઇનાઆરી<br>
પ રે રે રે રે  રે રે સા રે ગ  સા ની ની સા ગ  રે સા ની ધ પ<br>
० × ×० ×० × ×० ×० ०

(બીજા અંતરા એમજ માફક વગાડવા.)

---

હુકમ હજા ર લાખવાર અમે ઉઠા વીએએએ<br>
પ રે રે રે  પ રે રે રે  રે ગ રે ની  સા રે રે રે<br>
० ० × ×०

રૈયત તમા રી રાંક ડી ફરજ બજા વીએએએ<br>
ગ મ ગ મ  ગ મ ગ મ  રે ગ પ મ  ગ રે રે રે<br>
× × × × × × ×

અમારો શાહ નેકફરે દુનકહા વીએએએ<br>
પ રે રે રે  રે રે રે રે  ગ ગ રે ની  સા રે રે રે<br>
० × × ×०

અમારા રાહ બરને આજ સરનમા વીએએએ<br>
પ પ ધ મ  ગ રે સા ની  પ ધ સા ની  ધ પ પ પ<br>
० ० ० ×० × ०× ० ×० ×० ×० ० ० ०

અમારો પા  દશા હાતું  અમારો ને  કરા હાતું
રે પ પ પ  પ મ ગ રે  રે પ પ પ  પ મ ગ રે
× ×  × ×

અમે તમા  રે શરનચ  રન સી ર  ઝુકાવીએ
પ રે રે રે  પ રે રે રે રે  રે રે રે ગ  રે ની સા રે
○  ○  ×  ×○

અમારા રાહ  બરને આજ  સરનમા  વીએએએ
પ પ ધ મ  ગ રે સા ની  પ ધ સા ની  સા રે રે રે
○ ○ ○ ×○  × ×○  ○ ○ ×○

(બીજા અંતરા એજ માફક વગાડવા.)

---

નમનનાઈ  થીમોઓટાઈ  મેળવીઈશ  કાઆએ છેએ
○ ○
પ પ પ સા સા  ની ધ પ પ ની  ધ પ મ મ પ  ગ મ ગ મ પ
×  ×  × ×  ×  ×

નમનતાઈ  થી દુશમના  ઈ દુર થઈ  જાઆએ છેએ
○ ○
પ પ પ સા સા  ની ધ પ પ ની  ધ પ મ મ પ  ગ મ ગ મ પ
×  ×  × ×  ×  ×

માનોઓમાન  વીઈઈ તમો  ન કુદો અંહ  કારમાઆઆ
○ ○ ○ ○ ○  ○ ○ ○ ○ ○
પ પ ની ની ની  સા રે ગ રે સા  ની ની સા સા સા  રે સા ની ધ પ
× × ×  ×  × ×  ×

ગર્વે થીઈઆ  જહાંનમાઆશું  મેળવીઈશ  કાઆએછેએ
○ ○
પ પ પ સા સા  ની ધ પ પ ની  ધ પ મ મ પ  ગ મ ગ મ પ
×  ×  × ×  × ×

(બીજા અંતરા એજ માફક વગાડવા.)

| પ રે એ દુ ને | ઓ હાક પા સ જઇ | પુ છી યો આ ભે | દ બ દી ઇ નો |
|---|---|---|---|
| સા રે સા ની સા | સા મ મ મ પ | રે ગ સા રે સા | રે ગ સા રે સા |
| પા આ આ પ માં | ગી રપ તા ર થઇ | હ વે જો યો કે | જબ દી ઇ નો |
| સા રે સા ની સા | સા મ મ મ પ | રે ગ સા રે સા | રે ગ સા રે સા |
| ને કી નો રા હા | ત જી દી ધો એ | બ દી ઇ નો મા | ગં તે લી ઇ ધો |
| સા ધ ધ ધ ધ | ધ ધ ધ પ ની | ધ પ મ ગ મ | પ ધ મ પ મ |
| શે તા આ ન નો | હા થ તું ધ રી | ન તી ઇ જો પા | ચો બદી ઇ નો |
| સા રે સા ની સા | સા મ મ મ પ | રે ગ સા રે સા | રે ગ સા રે સા |

(બીજા અંતરા એજ માફક વગાડવા.)

---

| ન સી બ દે વી | રી સા ય જ્યા રે | સા રૂં ક અ દી | થ અ તું ન થી |
|---|---|---|---|
| સા સા સા સા સા | ની રે સા ની ધ | ની રે ગ રે મ | ગ રે સા રે સા |
| મદબખ્ત માનવી | બ ને છે જ્યારે | ક દ ર કો ઇ | બુ ઝ તુ ન થી |
| સા સા સા સા સા | ની રે સા ની ધ | ની રે ગ રે મ | ગ રે સા રે સા |
| રખ ડે તે એ હ્યાં | ત્યાં આં બુ ઉ ધી | વી ના શ કા ળે | ત જી ઇ દ ઈ |
| પ પ પ પ પ | મ ગ ગ ગ મ | ગ રે રે સા સા | ગ રે રે સા સા |
| બુ ધી ઇ સા થે | જ એ છે સુ ધી | સા રૂ તે એ ને | સુ ઝ તું ન થી |
| સા સા સા સા સા | ની રે સા ની ધ | ની રે ગ રે મ | ગ રે સા રે સા |

(બીજો અંતરો એજ માફક વગાડવો.)

| | | | |
|---|---|---|---|
| પ ડે છે | દુ ખો મા | ન વી તું | જ પ ર |
| ગ મ સા | ની સા ધ | ની સા મ | ગ મ મ |
| × × | ×× ×o | ×o × | × × × |
| ધ ર સ્ની | વી પ તીં | તા રા સ | ર પ ર |
| | o | o o | o o o |
| ગ મ ધ | ની સા ધ | ની સા સા | સા સા સા |
| × × × | × × | × | |
| તે વે ળા | ન થી સુ | ઝ તા આ | કાંઇ ઉપા ય |
| | o | o o | o o o |
| ગ મ ધ | ની સા ધ | ની સા સા | સા સા સા |
| × × × | × × | × | |
| ની રા શા | ને ગમ થી | દ ખા ઇ | તું જા એ |
| o o o | | | o |
| સા સા સા | ની ની ધ | મ ધ ની | સા ની ની |
| | × × × | × × × | × × |

(બીજા અંતરા એજ માફક વગાડવા.)

---

| | | | |
|---|---|---|---|
| પા ય માળ | ઓ હા ક | હ વે થાએ | છે એ એ |
| ની ની સા | ગ ગ મ | પ મ ધ | મ મ મ |
| ×o ×o | × × × | × × | × × × |
| દીવસભર | ગ સ્તે તે | નો થઇ જાએ | છે એ એ |
| ગ મ પ | મ ગ રે | સા રે સા | ની ની ની |
| × × | × × | | ×o ×o ×o |
| કીધી કાંઈ | એ ક જા | હો જ લા | લી ઇ ઇ |
| | o | | |
| ની ની ધ | સા ની ધ | પ ધ પ | મ મ મ |
| × × | × | | × × |

શુરવીરો નાજુગ રોજલા વીદઇ

નીનીધ સાનીધ પધપ મમમ

અબળાઓ નેપરે શાનબના વીઇઈ

નીનીધ સાનીધ પધપ મમમ

પશ્રાતા પકરી નેરડે છેએએ
નીનીસા ગગમ પમધ મમમ

પાયામાલ જોહાક હવેથાએ છેએએ
ગમપ મગરે સારેસા નીનીની

**સાખી.**

ઝોહાકતે પાય માલ થયો ઓઓ કરી જમશેદ ને મહાઆન
ગગગગ ગગ મ પધ પમ મની નીનીનીધ પધ ની

ગરરતે પાદ શાહાને આ જોહાકના પાઆઆક
નીધપમ ગગ મપધ ની નીનીનીની પધ ની

તેનાકર તુકનોબદ શોતેજોએ છેએએ
નીનીસા ગગમ. પમધ મમમ

પાયામાલ ઝોહાક હવેથાએ છેએએ
ગમપ મગરે સારેસા નીનીની

ઓ લો ઓ રે એ   ઓ લ મા આ ઓ   કે આ આ ફ ત   શું આ વ ના રી છે
સા રે સા ની ધ   પ ધ સા રે પ   મ પ મ ગ રે   ગ ગ ગ રે સા

ઝુ કા વી ઇ સર   ક રો એ ક રાર   દ શા આ આ શી   થ ના આ રી છે
સા રે સા ની ધ   પ ધ સા રે પ   મ પ મ ગ રે   ગ ગ ગ ગ રે

સ્વ પ નું ઉ આ   જે મે જો ઓ યું   બ ળ સ ઘ ળુ   ત્યાર થીજ ખો યું
સા પ પ પ પ   ગ મ પ ધ ની   ધ પ મ ગ રે   સા ગ ગ રે સા

જ લ દી થી   જા હે ર ક રો   કે બી ઇના શું   બ ન ના રી છે
રે સા ની ધ   પ ધ સા રે પ   મ પ મ ગ રે   ગ ગ ગ રે સા

(બીજા અંતરા એજ માફક વગાડવા.)

---

ફતેહ   આજ   થઇ   પુ રી   ફ ડકે છે   ધ જા   નુ રી
ની ધ   પ ધ   ની   સા ની   ની ધ પ   ની ધ   પ મ

દુશ મ નો ની   વે દ ના   ગ ઇ   હ રી ———
રે સા ની ધ   ધ પ ધ   ની સા   રે ની   સા રે ની

ગઇ   પી ડા   પ્ર જા   ત ણી   જુ લ્મ   દા ઝ   દી લ તણી
મ   ગ રે   મ ની સા ની   ની ધ   પ ની   ધ પ મ

નેકીની પ્રતેહ થઇ ખરે ખરી — — —
રેસાની ધની પધ નીસા રેની સા રે ની

**કોરસ.**

જય જય જય પુકારીએ ફતેહની અવાજથી ભરી
રે રે રે સાનીપમ મસાંસા રે નીરેસા

શોર આશમાનમાં પાદશાહી માનમાં
નીધ પધનીસાની નીધપની ધપમ

રાજ રૈયતોની લાજ રહી ખરી — — —
રેસા નીધનીપ ધ નીસા રેની સા રે ની

---

છીયે સઘલા લડવા તનપર લઇનામ પરવર તું મુખપર
ધસા નીધ પધ મગ મગ રેસારે ગ મ ગ

આ કયાની લોહી ફરે રગરગ ઝીપલાવીશું સરવે જંગપર
ધ સાની ધ પધ મગ મગ ગમ પધ ધ ધ

તા એ તમારે સૌ છૈયે સર આ તકે આપી દઈયે
સાધ ધસાધ સા રેગ રે સા નીધ પમ ગગ

લડવા ચડીયે રનમાં મરીયે પાછા ન હઠીયે પળ ડગ ભર
ધસા ધ સા ધ સા રે ગ રે સા નીધ પ ધ ધ ધ

---

શા આ ન તી ઇ સ દા આ ની થા આ એ
રે સા ની સા ગ ગ મ ધ ધ ની સા ની

એ એ વુ મા આ ન જે ઓ ઓ પરમાન
ધ પ મ ગ ગ મ પ મ ગ ગ રે સા

મુ કી ઇ લ ડા ઇ એ ય ર ખા આ હી
રે સા ની સા ગ ગ મ ધ ધ ની સા ની

ક અ ર વી ઈઇ જા આ વે દા આ ન
ધ પ મ ગ ગ મ પ મ ગ ગ રે સા

દાનાવોની દાનાઇ સખી દીલમાઆં કઅઇ
ગ ગ મ મ ધ ધ ની ધ ધ નીનીસાની ધ પ મ

હુકમને તાબેથા આઇ કરો પુરો સઉ અરમાન
ધ ધ ધ નીનીનીસાની ધપ ગમપમ ગરેસા
× × × × × × × × ×

(બીજા અંતરા એજ માફક વગાડવા.)

---

હરાંમી નજર કરનાર ફતેહ કેમ પામશે
સાપપ પપપ ધપમગ સાસારે ગમ ગરેસા
× × × × × × × ×

એનો પાપી અમલ કેમ જામશે
સા પ પ પ પ પ પ ધ ની ધ પ મ
× × × ×

નીતીમા ગે ફતેહની બીકતો રખાય છેએએ
સાસાસા રે ગ મ મ ગ મ મ પ મ ગ રે સા
× × × × × × × × × ×

સાચાંઓ કોઈ વાર કડવાં ફળ ખાય છે
સાં પ પ પ પ પ પ ધ ની સા ધ પ મ
× × × ×

તોપછી અનીતી કરનાર કેમ ફાવશે?
નીનીની ધનીની પ ધ નીસા નીધપ
× × × × × × × × ×

(બીજો અંતરો એજ માફક વગાડવો.)

મારના ઉગાર ફરે દુન પાદશાહાં તું ઉ
० ० ०
ધપમ પધધ ધધધપ ધનીસાની સાસા
×

માનઆ સખુન તું ઉ સરોશ સીધી રાહાશું
० ० ० ० ० ० ० ० ० ० ० ०
ધરેરે રેરેરે સારે ગરેસા નીધ સાનીસા
× ×

કરતુકો ફળ તું એનાં ભોગવવાદે
० ० ० ० ० ० ० ० ० ० ० ० ०
સા ગગ ગમ ગગગ ગમમમમ
× × × ×

હજી અજલ આવી નથી એની નેગાહાશું ઉ
० ० ० ० ० ० ० ० ० ० ० ० ० ० ० ०
સા ગ ગ ગ ગ ગ ગ ગ ગ રે ગ મ ગ રે સા
×

(બીજો અંતરો એજ માફક વગાડવો.)

---

અભીમા નનકા આમુઉ કરતું
ગમપ પમપ ધનીની પધપ
× × × × × ×

મદમસ્ત થઈને ફરવું કમોતે મરવું રે એ—અભી
० ० ० ० ० ०
મમપ નીસારે ગમરે સાધની પધપ મમ
× × × × × × × ×

ન થી ર હ્યો ને    ન હી ઇ રે હશે    જુ લ મ ક દી ઇ    આ આ જ ગ માં
o o o o o    o o o o o    o o o o o    o o o o o
પ પ પ પ પ    મ મ ગ મ મ    રે રે રે રે ગ    મ પ મ ગ રે
× ×  × ×    ×    ×  × ×

એ ક વ ખ ત  એ વો દે ખા શે  રે હ શે લો હી  ન ર ગ માં રે એ–અભી
રે રે રે રે ગ  સા સા સા સા રે  સા ની ધ પ ધ  સા ની ધ પ મ પ
×  × ×  ×  × ×  ×

(બીજો અંતરો એજ માફક વગાડવો.)



# ગોળવાલા ફોર્ટ ટ્યુશન કલાસ

## (કોટ-બુંબાખાના સામે.)

ઉપલાં એકકે અવાજે વખણાતાં ખાતાંના છોકરા-છોકરીઓ, બાનુઓ તથા ગૃહસ્થો માટેના આખા દિવસના, સવાર-સાંજના તથા રાતના વર્ગો જેવા કે વહેવારૂ અંગ્રેજી કલાસો, મેત્રીક કલાસો, લેડીઝ કલાસો, ધાર્મીક વર્ગો, મ્યુઝીક કલાસો, વેપારી બાબદોના વર્ગો તથા ક. ખ થી મેત્રીક સુધીના પ્રાઇવેટ ટ્યુશનના બીજા જુદા જુદા કલાસોને જે સંખ્યાબંધ સર્ટીફીકેટો મલી છે તેમાં નીચલાં જાણીતા નામો પણ સમાઇ જાય છે.

**મુંબઇના આર્ચબીશપ, યુનીવરસીટીના ફેલો અને સેંટ ઝેવ્યર્સ કોલેજના આગલા પ્રીન્સીપલ મોસ્ટ રે. ફા. ગુડીયરનું મત:**—"...છોકરા તથા છોકરીઓ પોતાનું કામ જે ઉત્સાહથી કરતાં જણાયાં તેજ અત્રે અપાતાં સંગીન શિક્ષણનો એક અચુક પુરાવો રજુ કરનારી બીના છે. હયાં ઘણી ઉંચા પ્રકારની કેળવણી આપવામાં આવે છે, અને દરેક વિદ્યાર્થી તરફ છુટું છુટું ધ્યાન આપવામાં આવે છે..."

**મુંબઇની સ્મોલ કોઝ કોર્ટના માનવંતા વડા જજ મી૦ કે. એમ. ઝવેરીનું મત:**—"...આ ખાતાંના જે સારા પરિણામો આવ્યાં છે અને હાલમાં જે આબાદીને તબકકે ચઢે છે તે બદલ તેના પ્રીન્સીપલ મી૦ ગોળવાલાને જેટલી મુબારકબાદી આપ્યે તેટલી ઓછી છે..."

**એલફીન્સ્ટન કોલેજના ઇંગ્લીશ લીટરેચરના પ્રોફેસર નગરકરનું મત:**—"...દરેક છોકરા-છોકરીએ મારા સવાલના જવાબો ઘણીજ ચાલાકીથી આપ્યા...હું જાહેર આલમને આ વર્ગોનો લાભ લેવાને અંતઃકરણપુર્વક ભલામણ કરૂં છું અને મી૦ ગોળવાલાને દરેક ફતેહ ઇચ્છું છું..."

**મી૦ જહાંગીર જમશેદજી વીમાદલાલ, સોલીસીટરનું મત:**—"...કેળવણીની શાખાઓ ઘણી બ્હોળી છે અને તે

મી૦ ગોળવાલાના ખાતાંમાં જેટલી સંખ્યામાં છે, તેટલી બીજે કેથે કદાચજ હશે. ધર્મ અને નિતીનાં શિક્ષણ વગરની કેળવણી અધુરી હોય છે અને તેથી એ ખાતામાં એ બંને માટે જોગવાઇ કરવામાં આવી છે તે માટે મી૦ ગોળવાલાને ઘણી શાબાશી ઘટે છે..."

**ખાનબહાદુર ડૉ. જહાંગીર ખરશેદજી દાજીનું મત:—** "...કેળવણી આપવાની જુદી જુદી રીતીઓમાં વિદ્યાર્થીઓ સમક્ષ ભાષાણો આપવાની રીતી આ ખાતાંમાં આમેજ કરવામાં આવી છે. તેથી આ પ્હેલ કરનાર મી૦ ગોળવાલાને અને તેવણનાં કેળવણી ખાતાને હું જીગરથી મુબારકબાદી આપું છું..."

**ડાકટર એફ. એસ. કાપડીઆ, એમ. ડી., એલ. આર. સી. પી., લંડન:—**'...દરેક બાબદમાં અને ખસુસ કરી ફ્રેંચ અને ગણીતમાં કે જેમાં મારો છોકરો તદન પછાત હતો તેને તમોએ એવું તો સંગીન શિક્ષણ આપ્યું કે તે પોતાની પરિક્ષા પુર ફતેહમંદીથી પસાર કરી શકયો એટલા માટે તમારા ખાનગી વર્ગમાં વિદ્યાર્થીઓને જે સંગીન શિક્ષણ મળે છે તે માટે જેટલું ઉંચું મત દરશાવું તેટલું થોડું છે..."

**પારસીઓના આગેવાન રોજંદા પત્ર "જામે જમશેદ"નું મત:—**"...ઇંગ્રેજી ભાષાથી બેનસીબ રહેલાં બાનુઓ તથા ગ્રહસ્થોને ટુંક વખતમાં ઘરગતુ અગ્રેજી શીખવાના કલાસો છે જયાં મલાહજા અંદાજા સાથે અનુભવી સ્ત્રી શિક્ષકો તેમજ ગ્રેડયુએગ અંડર ગ્રેડયુએટ મારફતે ઘણુંજ સંગીન શિક્ષણ આપવામાં આવે છે. સ્કુલે જતાં વિદ્યાર્થીઓના શરૂઆતથી મેત્રીક સુધી ખાનગી વર્ગો તથા આખા દિવસ માટેની નિશાળ ધરાવી આવી હાલતે લાવવા માટે જવાન મી૦ ગોળવાલાએ જર અને જોરની કશી કચાસ રાખી નથી..."

એ ઉપરાંત બીજાં ઘણાં જાહેર છાપાના તેમજ જાણીતાં આસામીઓનાં મત જગ્યાની તંગાસને લીધે અત્રે આપ્યાં નથી તે મંગાવી વાંચવાની એલતેમાશ છે. ફી જો કે બીજે ઠેકાણે કરતાં લગાર વધુ છે, પણ ઉપર મુજબ સાબેત થયલું સંગીન શીક્ષણ ધ્યાનમાં લેતાં તે બહુ નજીવીજ લેખાય.

**વધુ કિમત માટે લખો યા મળો:—**

**એરચ આર. ગોળવાલા, પ્રીનસીપલ તથા માલેક.**

(કોટ–મુંબાખાના સામે.)